## લેખકની અન્ય કૃતિઓ

ભીમજી હાડવૈદ [ જીવનચરિત્ર ]

હવે પછી છપાશે

ગૂજરાતી પત્રકારિત્વનો ઇતિહાસ [ ઇતિહાસ ]

કથાગ્તન [ ટૂંકી વાર્તાઓ ] • સિતારા [ બાળકો માટે ]

*

"ભીમજી હાડવૈદના લેખક શ્રી રતન માર્શલે આ પહેલા વીર અરદેશરને લગતી પુસ્તિકા પ્રસિદ્ધ કરી છે સુરતને આગળે થઈ ગયેલા નામાંકિત નરનારના ભુલાઈ ગયેલા કામને યાદ કરી શ્રી માર્શલ સુરત શહેરનો ઇતિહાસ રચે છે જીવણજી અને ભીમજીને લગતી આ પુસ્તિકા એવા ઇતિહાસની કડીઓ જોડવામા સાધનરૂપ બનશે એમ ધારવુ છે અનેક સાધનોમાથી ભીમજી વિશેની વિગત મેળવી ઘણી રસિક ભાવવાહી અને સચોટ શૈલીમા લેખકે તેને રજૂ કરી છે તે વાચી વાચકને આનંદ અને મગરૂરી બન્ને થાય છે

"તેં ગાળીસનુ અ થમ્થ વાઙ્મય"

---

## સુધારીને વાચજો

| પાનુ | લીટી | | સુધારો | |
|---|---|---|---|---|
| 6 | છેલ્લી | 18a 10 | ને બદલે | 1810 a |
| 7 | ૨૦ | Splended | | Splendid |
| 9 | ૩ | ihs | , | his |
| ૨૭ | ટિપ્પણ | 1 | " | ૧ |
| ૬૭ | ૧૮ | શીમિયાશીમિયાનુ | , | શીમિયાશીમિયાનું |
| ૭૪ | ૧૭ | ' The Surat RioCest't | , | " The Surat Riot Case |
| ૯૦ | ૯ | ' ઓનરેગર | " | ઓનરેગલ |
| ૯૦ | ૧૮ | તમતે | " | તમને |
| ૯૪ | ૧ | " | ન જોઈએ | |

# રતીભાર !

"અરદેશરની સરકારી અને ખાનગી બાબતો વિષે વિગતવાર લખવાનું એટલું બધું છે કે મ્હોટા બે ગ્રંથો ભરાય......ખરેખર એનું જન્મચરિત્ર સારી ઇબારતથી લખાય તો આપણી ભાષામાં એક મ્હોટું કિમતી પુસ્તક થઇ પડે" એમ જેના બારે વીર કવિ નર્મદે કહેલું* અને જેના જીવન-ચરિત્ર લખનાર લેખકને રૂપિયા ત્રણુસોનો પુરસ્કાર આપવા મર જીવણજી મોદીએ "પારસી લેખક મંડળ"ને સૂચના કરેલી+ એ વીર અરદેશર ધનજીશા કોટવાળ બહાદુરની જીવનગાથા ગૂર્જરાતને ચરણે ધરું છું.'

પણ ના. વીર અરદેશર કોટવાળની જીવનકથા આ ન હોય આ તો એની વિશાળ સુદીર્ઘ જીવનગાથાનો જરા રતી—રતીભાર જેટલો જ ભાગ લેખી શકાય: એ વીરાત્માના જીવનની સુવર્ણપાટમાંથી માત્ર એકાદેક રતી મને લાધી શકી છે એમ કહી શકુ; અને એ રતી પણ જેને રીતસરનો રવો કહી શકાય એવો ગઠ્ઠો નથી—છે માત્ર નાની નાની કરચો; રતી-એક વજનની, પણ કરચો જ!

કોટવાળનાં કીર્તિવંત કાર્યો સારા સાચાં બોસવેલને અભાવે ભૂલાઇ ભૂસાઇ ગયેલા તે, સન ૧૯૪૨મા, એના સ્મારકની પ્રવૃત્તિ દરમિયાન [જેની વિગત પાછળનાં પાનાઓમા પ્રગટ થઇ છે], પુસ્તિકાદ્વારા સંક્ષિપ્તમા જનતા સમક્ષ રજૂ કરેલા ને તેને સરસ આવકાર મળ્યો. સાક્ષરશ્રી રામનારાયણ પાઠકના હાથમા પ્રત મૂકતા તે પર ઝડપી નજર નાખીને એ બોલી ઊઠેલા કે 'આપણે આગણે થઇ ગયેલ નામાંકિત નરનારના ભૂલાઇ ગયેલાં નામકામને આમ જીવંત કરવામા આપણે આપણા નગરનો ઇતિહાસ રચીએ છીએ;' અને સર જેહાગીર કોયાજી જેવા વિદ્વાને એ

પુસ્તિકા વાંચીને કોટવાળ બહાદુરનું વિસ્તૃત જીવનચરિત્ર આલેખવા સૂચના કરેલી.

આ આવકારથી ઉમંગી બની એ વીરનું જીવનચરિત્ર તો શું—પણ તેના જે કંઇક કકડા ટુકડા મળે તે શોધવાનું ત્યારે જ હાથમાં લીધેલું અને યથાશક્તિ પૂરું કરેલું. પણ મુશ્કેલ સંજોગમાં પ્રગટ થઇ ન શક્યું લખાયાને ત્રણ વર્ષ વહી ગયા પછી તે પ્રકાશન પામે છે. ત્યારે જેવું લખાયેલું તેવું જ એ અહીં છપાયું છે.

'અરદેશરને લગતી સાંભળવા મળે છે એ બધી બાબતોને અહીં ખડકી હોત તો પુસ્તકનું કદ હજુય ઠીક મોટું થાત; પરંતુ તેમ કરવું યોગ્ય નથી લાગ્યું. જેને માટેના આધાર જડી શકે એવી બાબતોને જ આ કૃતિમાં મુખ્યત્વે સ્થાન આપ્યું છે. એવા આધાર પ્રકરણોને છેડે આપ્યા પણ છે જેથી જેમને ઝીણવટથી આ બાબતોને જોવી તપાસવી હોય તેમને તેમ કરવું અનુકૂળ થાય અને સામાન્ય વાચકવર્ગ પાને પાને ટિપ્પણ જોઇ અકળાય કે ભડકે નહિ. વીરને લગતા અનેક રસમય પ્રસંગો કર્ણોપકર્ણ પ્રાપ્ત થાય છે તેમાંના થોડાકને પણ અત્રે સ્થાન આપવાની આવશ્યકતા સ્વીકારી છઠ્ઠા પ્રકરણમાં આપ્યા છે. એને માટે પુરાવારૂપ આધાર નથી પરંતુ એ દરેક કિસ્સા પાછળ થોડો બીજરૂપી ઇતિહાસ હોય એમ માનવું અનુચિત નથી.

કોટવાળને લગતી બે કૃતિઓ આ અગાઉ પ્રકાશમાં આવ્યાનું જણાય છે. એક છેક સન ૧૮૯૨માં પ્રગટ થએલ "બે" નામધારી શ્રી. ફરામજી બમનજી મારતર કૃત "સુરત શહેરના ખા૦ બા૦ અરદેશર કોટવાલ" અને બીજી સન ૧૯૩૦માં પ્રકાશ પામેલ બાઇ ધનબાઇ બમનજી વાડિયા કૃત "અહેવાલે અરદેશર કોટવાલ બહાદુર." એમાંની પહેલી નાનકડી પુસ્તિકા માત્ર છે તે હવે નથી મળી શકતી. બીજી કૃતિ "પારસી પ્રેતગાજી"માં લખાયેલી છે. બાઇ ધનબાઇ વાડિયાએ પોતાના મહિયરના

"બેતમાજી'મા લખાયેલી એ કૃતિમા તેમણે ગદ્યમા આપેલ ટિપ્પણો આ પુસ્તકને લગતી માહિતીની દિશાઓ શોધવામા ઉપયોગી થઇ પડયા છે. જે જે સાધનોમાથી આ કૃતિને માટે માહિતી મેળવી છે તેનો સ્વીકાર ટિપ્પણોમા અને ગ્રંથસૂચિમા કર્યો છે

શ્રી છોટુભાઇ આર બી છોટુભાઇ જેવા સન્માન્ય વિદ્વાને આ કૃતિને પોતાના વિસ્તૃત ઉપોદ્ઘાતથી શોભાવી છે તે માટે તેમનો ઋણી છુ.

ગઇ સદીના ગૂજરાતના એક જબ્બર જવામર્દની કીર્તિસુગંધ જનતામા પ્રસરે અને એ વીરના પુણ્યસ્મરણરૂપી ગૂજરાતનો મોઘો વારસો જળવાયેલો રહે તે ઉદ્દેશથી આ ચરિત્ર લખ્યું છે. ગૂજરાતની પરાક્રમવૃત્તિમા એથી રતીભાર પણ ઉમેરો થાય તોય એનુ પ્રકાશન સાર્થક જ ને?

કેળાની વખાર,
કણપીઠ, સૂરત
તા ૭ ૭-૪૬

# અનુક્રમણિકા

# INTRODUCTION

The old records of the Parsee community furnish us with many instances of individual prowess, devotion to duty, fidelity and zealousness but the remarkable qualities exhibited by Ardesar Kotwal of Surat and his ancestors, are inscribed in letters of gold and occupy an outstanding place in those records. Some of the exploits mentioned in this volume, have been of such dash and enterprise as rather to recall to memory the deeds of chivalry of the knights of the Round Table than the more regulated and methodical acts of modern gallantry The assiduous author of this volume verily deserves the thanks of the reading public for so laboriously collecting all the forgotten facts relating to this ancient family and giving us in detail the memoir of a noble life crowned with heroic deeds. He has thus added some illuminating pages to the history of the Parsees and we feel indebted to him for his very interesting production. Its influence on modern readers ought to be not only elevating but ennobling as well. Elevating because it heightens our veneration for the

memories of those departed worthies who had evinced such daring spirit and covered themselves with undying glory in the discharge of their duties, ennobling because it strengthens our faith in the realities of virtue, enterprise and courage and urges us to emulate the noble deeds of those illustrious characters. It is sincerely to be hoped that this book will be gratefully received by the public and that it will be the means of broadcasting and inculcating the spirit of heroism it records

Ardesar was the great-grandson of Sorabjee Cowasjee, a humble denizen of Surat, who had in his earlier years acquired the art of horology and was considered an adept in his profession To comprehend within a few brief lines of an Introduction the incidents of his multifarious life, would defy the utmost ingenuity of the most concise reviewer but we shall try to be as brief as possible and concentrate our attention not so much on the details of his biography, which the author has so assiduously portrayed, as on the lesson it inculcates to the present generation.

It has been rightly said that the opportunity of a lifetime must be seized during the lifetime of the opportunity and Sorabjee, enterprising and far-sighted, and endowed as he was by gifts of nature, took advantage of a fair occasion that came in his way in 1743/44 At that period the imperial city of Delhi was a

sceno of splendour and magnificence and among the costliest furniture in the Emperor's palace was a clock, a gift from the Sultan of Turkey, which stopped working and defied the ingenuity of all local repairers to set it aright..As mentioned above Sorabjee was an adroit clock repairer and as soon as he was approached by the Emperor's representative at Surat to go to Delhi and set the clock going, he consented and made preparations to leave the banks of the Tapti for those of the Jumna, It was a hazardous undertaking indeed in those days, involving a travel of more than four months, but the Parsee mechanic's limbs were cast in manly mould and he was undaunted. He readily undertook the arduous journey and, as we see to-day through the perspective of two hundred years, this revolution of fortune was the means not only of raising him but his sons and descendants to important offices under the British crown.

Sorabjee's entry into Delhi and his reception at the Moghul Court were such as even potentates might have envied. He was accorded all the distinction due to an ambassador, was welcomed by an escort especially sent to receive him at the gates of the city and was accommodated in a mansion reserved only for distinguished personages.

Pleased with this right royal welcome, Sorabjee

lost no time in applying himself to his task and devoted his hours in the diligent employment of which h mind was so exceptionally capable. Endowed with the natural gift of seeing the obvious through the complicated, he set the clock going in a very short period and it chimed with its usual regularity. So pleased was the emperor with this speedy performance that he conferred upon Sorabjee the title of Neksautkhan (Lord of the Auspicious Hour) and he was induced to prolong his stay in the Moghul capital. Moreover he was made a Sirdar of 3000 infantry and 500 cavalry and presented with a village named Kheda and a *Jaghir* near the city of his birth. In a short time his fame as an expert machinist spread all over the city and he was looked upon as a genius by the people of Delhi. The famous Caesarian pronouncement, *vene, vidi, vici* could not have been uttered by any Parsee more appropriately and with greater justification than by this humble mechanic from Surat.

It must be confessed that Sorabjee's phenomenal success in life had been greater than his talents warranted but his mechanical brain, integrity and shrewdness were responsible for his rapid rise. During his sixteen years' residence in Delhi he was instrumental in consolidating the position of the British at Surat by obtaining some valuable *firmans* from the Great Moghul by which the English factors assumed authority over the

political functions of the Nawab of Surat and the British flag flew for the first time over the Surat Castle along with that of the Moghuls. Briggs in his *Cities of Gujarastra* while acknowledging these boons mentions that "the name of this Magian nobleman occupies a distinguished place in the annals of Anglo-Indian history."

Thus showered with honors and riches, Neksautkhan returned to his native city after a fruitful stay of sixteen years in the imperial capital. Here he devoted himself to acts of charity to his co-religionists and died at the advanced age of three score years and fifteen. By dint of sheer merit distilled from labour, diligence and determination, he had climbed to the heights of success. It is true that a foituitous circumstance gave him the start in life but his foresight and enterprising mind extracted the utmost possible advantage out of the conjunction of opportunities that crossed his path, and when he once passed a certain point wo have seen how success was rapid and brilliant. It is delightful for a Parsee to contemplate how this human plant of Gujarat grew, gathered strength, spread its noble branches and shed its abundant fruits in the capital city of Delhi. We know that many adventurous Parsees had acquired in the past even a higher dignity and had walked in the sunshine of affluence and power but their fame did not long survive

their corporal existence. But Sorabjee's life was so exemplary and some of his characteristics so typical and edifying that they have left their footprints behind and we are indebted to the learned author for so faithfully exhibiting them to the admiration of a remote posterity

It ought to have been mentioned before that Sorabjee's two sons were summoned to Delhi during their father's residence in that city and had also received marks of imperial favour, Barjorjee the elder, having been exalted to Beheremardkhan (Lord of Prosperity) and Pestonjee the younger, to Talyarkhan (Lord of Good Fortune) After their father's death they managed the paternal estate and were invested with some civil and revenue powers Beheremandkhan was subsequently appointed a *mamlatdar* being the first Parsee to exercise judicial powers under the British rule Talyarkhan was engaged in some petty trade The two brothers were honored with the right of wearing white embroidered turbans and their palanquins were decked with gold fringes, a unique distinction granted/only to the distinguished personages of the day

The eldest of Beheremandkhan's four sons, Dhanjiah, was appointed agent for some native states but cut off at an early age before his uncommon could blossom. It so happened that in 18a 10

Mahomedan *fakir* of Boodhan, near Surat, having raised a religious revolt, two troops of cavalry and infantry were at once dispatched from Surat to invest the place and capture the rebel and his followers. Dhanjishah in his capacity as the representative of the Mandvi state accompanied the force. With a lofty forgetfulness of self and determined to keep alive the blaze of glory which had clustered round his family, Dhanjishah was among the first to venture to face the fanatic in his den to prevail upon him to surrender but he was killed in the attempt He thus sacrificed himself on the altar of duty and died in the prime of life and the fulness of activity, leaving a spendid example of devotion to service to which he was more attached than he feared a premature end. The life and death of this gallant servant of Government possess an uncommon degree of interest, for the one was full of hope and ambition and the other left memories glorifying not only his own self but the province of which he was such a splended ornament. During his short but brilliant career he fulfilled the high traditions of Parsee manhood and his valour was amply rewarded by Government by conferring upon his widow a political pension, the first Parsee lady to receive such a mark of honor under the British regime

Thus at an early age of two score years a life of promise was terminated in the darkest of shadows and

the family lost one of its most outstanding members. Dhanjishah left behind him two sons and it can verily be said of them that

His well-spent life and noble heart
were not lost to mankind,
In both his sons he left some
little spark of him behind.'

Left without the advantage of parental discip line and solicitude, the widow and her two sons Phirozshah and Ardesar, were taken under the specia protection of Mr. Nathan Crowe, the head of the English Factory at Surat.

Phirozshah, the elder brother, started life from the lowest rung of the ladder, as a clerk, then rose to be the Principal Sadar Amin, Judge of the Surat Court and British Agent for some Native States. His merit, worth and ability alone, in the discharge of his responsible duties, had contributed to raise him to such important positions. For integrity and devotion to service he was worthy of the great sire from whom he had sprung and his comparatively brief life was filled with noble and exemplary deeds. He did not so much acquire dignity from his position as his position seemed to acquire dignity from his commendable characteristics. He was extremely popular with the public which on his premature death in 1843 "conceded to

him," in the words of Dossabhoy Karaka, "a funeral such has not fallen to the lot of any of his countrymen." He was one of the most cultured Parsees of ihs, generation and displayed his endowments unostentatiously in the discharge of his multifarious duties. He died childless adopting his brother Ardesar as the successor to his estate.

Among the celebrated Parsees of the last century who have brought their community to the forefront and have made it esteemed by all races and creeds, Asdesar Kotwal stands distinguished by the circumstances of his life as well by the brilliance of his genius. Son, grandson, great-grandson of persons who had enjoyed important and responsible positions in the service of the state, his early childhood gave promise of that tact, ability and enterprise which so richly adorned his famous ancestors. It has fallen to the lot of a very few members of his race to pass through a more eventful career than that of Ardesar Kotwal. A noble specimen of an athletic family, in his person he was stately and dignified while his stature was tall and awe-inspiring. With his high paternal example before him and a mind of the most vigorous character, Ardesar from his early career applied himself to the service of his city; and how sedulously he perfected the superstructure of his family reputation of which his progenitors had laid the foundation, is graphically described in these pages. His

early education included fencing which art stood him in good stead when he was appointed head of the Police in Surat.

Ardesar joined Government service as a clerk and in years to come enjoyed several important positions in the Judicial, Revenue and Political Departments. It would be going far beyond the scope of this Introduction if we were to give a lengthy account of the mode in which he fulfilled his multifarious duties which the researches of the author have so minutely detailed. Our object would be served if we were to touch the salient features and chief characteristics of our heroe's life that have so markedly signalised his term of office. He was successively appointed Native Superintendent of Police of the Surat villages and afterwards of the Surat city, Native Agent of Native States, Native Prncipal Commissioner, Principal Sadar Amin, i.e. Chief Judge of the Sadar Adawlut and his services were amply recognised and rewarded by Government. During the terrible inundation of Surat in 1822, he showed himself a man of action, plodding and resourceful, and exerted himself strenuously for six days and nights to save the helpless people under his charge from a premature death. During that awful catastrophe he proved himself the real saviour of the terror-stricken and the afflicted, and was the means of affording relief to the dwellers of the miserable tenaments loaded

as they were with fright and affliction. So much did he raise himself at that time in public estimation by his selfless labours that even songs were composed in his honour and his services have remained enshrined even to-day in the loving hearts of a very grateful people. Sir John Malcolm, Governor, when he went to Surat seven years later, presented him with a costly Dress of Honor and a richly caparisoned charger in appreciation of his meritorious deeds.

The history of Surat is stained not only with such spasmodic inundations but with long accounts of river piracy, plunder, rapine and huge fires which had swept away hundreds of houses and spread indescribable devastation in the city. During the first quarter of the last century the banks of the Tapti were the veritable haunts of sea-robbers who not only committed piracy from Cambay to Daman but made the fair city of Surat their chief headquarters. Bhils, Tarwaris and Pindharis also frequented the city and petty larceny, robbery and murder were the order of the day. Neither the rich man's mansion nor the poor man's cottage was immune from such depredations. Every week and every fortnight reports were brought of the acts of plunder and manslaughter and innocent men, women and children equally became prey to the dagger of the freebooters. With their eye for pillage, their heart of stone, their hand of murder, these cruel ruffians

rushed into the dwellings of peaceful citizens and robbed and deprived them of their belongings and very often of their kith and kin They saw the sun set with no other hope than that they shall do some mischief before he rises again the next morning. This state of affairs continued for many years and the British could not do much to remedy the longstanding evil. When Ardesar assumed the Kotwalship of Surat, all eyes turned towards him because he had, from his boyhood, harnessed himself to the cause of the poor and proved himself in deed their real saviour. He was a man of resource, of organising power and of tremendous courage that puts self last and transcends suffering and even chances of premature death. Never did a young heart take up his task with more daring and determination He put his heart and soul into his work and thoroughly overhauled the Police Department. He established patrols to do duty after sunset, faced the miscreants in their dens, brought most of them to book, hunted some of them out of the city, a few of them he reclaimed and employed in his own service as spies and in short overpowered and crushed everything that crossed his path of cleansing the Augean stable of his department, without letting his zeal degenerate into fanaticism. Thus within a very short period the Kotwal was able to exterminate the evil influence of those marauders from

the banks of the Tapti and the citizens once again breathed the free air of peace, tranquility and freedom from molestation by these pests. Ardesar Kotwal thus heralded the dawn of a new epoch for Surat and the grateful people never forgot the indescribable boon conferred upon them and their descendants by their Police chief through whose resourcefulness and courage was wiped out a scandal which was so deep in its character, so lasting in its disgrace and so terrible in its influence In recognition of his unique services, the title of Bahadur and a *Jaghir* were conferred upon him and also a medal "In Token of the High Sense entertained by the British Government of the Diligence and Fidelity with which he had performed his Public Duties both as an Officer of Police and in other Capacities."

The famous authoress George Eliot remarks in one of her novels that "the reward of one duty is the power to fulfil another" and this maxim proved true in the case of Ardesar Kotwal Bahadur. His well-merited recognition by the Government while it recompensed the past, doubly animated him to future exertion for public weal. The decoration on his breast served, as it were, as a rivet to clinch still more firmly those great qualities inherent in him and which had earned him name and fame. He continued the even tenor of his way in the service of his city and in the

responsible position, appointed a Commission of Inquiry which, as was popularly expected, terminated in an honorable acquittal and exonerated him from all suspicion of misconduct. The outcome of this unfortunate trial was that it helped to elevate the illustrious accused to a yet higher pedestal of universal popularity. To reinstate the Principal Sardar Amin in his former offices, a grand Durbar was held at Surat when the people's enthusiasm knew no bounds, a guard of honor with band and colours escorting him to the court-house and applauding him to the very echo that applauded again It was an ovation which had till then never fallen to the lot of a private individual whether in Surat or in Bombay. The thorn being now removed, the proud hero, like a steed relieved from an oppressive burden, took charge of his office with renovated spirit and energy, emboldened in the consciousness that on him had shone the sunshine of a people's joy and confidence

After the above incident Ardesar Bahadur did not remain many years in the service of the British Government. For him the day of strenuous labour was over and the great eventide of rest had come He relinquished his office in 1849 and passed the remaining years of his life in retirement until death took him in embrace in 1856 His only son Jehangirshah ... his father to the grave three years later while

yet in his early twenties, the last echo born of a great cry

The above is a brief outline of the noble career of a very distinguished personage whose memoir is so lucidly given by the learned author of this volume which ought to be in the library of every citizen of Gujarat The various improvements effected in the city of Surat and its villages which we see even to-day and which are so minutely described in these pages, can never be considered except in connection with this popular Kotwal What Baron Haussman was to Paris, what Joseph Chamberlain was to Birmingham, what Pherozeshah Mehta was to Bombay so Ardesar Kotwal was to Surat He fought against every obstacle that would have terrified a less enterprising man to reclaim the city of his birth to law and order and improve the amenities of the place and at last succeeded in his mission The lapse of years brings out in brighter lustre his devotion to duty, tact, courage and the loftiness of his character He won for himself a fame which has placed his name into the history of Gujarat with those who had dedicated themselves to the service

Among the natives of Western India he stands alone this period for his abilities his energy, and his unwearied zeal for the Government he served the country which gave him birth and his countrymen refuge in exile'

Years have since fled and Ardaseir's unremitting ability his unwearied zeal remain unaltered his assistance in the general affairs of the country have continued to prove the theme of all his superiors. His counsel has been frequently sought his opinion

## પ્રકરણ ૧

## નેકસાંતખાન

"સોરાબજી, દિલ્હી દરબારમાંની સુપ્રસિદ્ધ ઘડિયાળ દુરસ્ત કરવાને તમારે દિલ્હી જવાનું છે, જશો?" સૂરતના નવાબ સાહેબે સોરાબજી કાવસજી ધનજીશાહને પ્રશ્ન કર્યો.

રૂમના શહેનશાહે મહાન મુગલ સમ્રાટ અકબરને એક સુંદર ઘડિયાળ બક્ષિસ કરી હતી. અકબર અને તેના વંશજ બાદશાહોએ એ ભેટ માન અને મહોબતની લાગણી સાથે, સાચવી હતી. વખતના વહેવા સાથે, મજાની કામગીરી બતાવ્યા પછી એક દહાડો એ ઘડિયાળ બીમાર પડી. એક પરદેશી શહેનશાહ તરફથી હિંદના રાજકુળને મળેલી, એ ભેટ એટલે તે નકામી થવા છતાં તેને દરબારમાં સાચવી રાખવામાં આવી. બે દેશો વચ્ચેના મિત્રાચારીભર્યા સંબંધની એ ઘડિયાળ, પ્રતીતિ આપતી હોઇ તે પાછળ સારી સંભાળ લેવાતી રહેતી, એટલે એની બીમારીના ઉકેલ માટે પણ ભારે ખટાટોપ થાય તો શી નવાઈ?

હિંદના કીસબીઓ–કારીગરો દિલ્હી દોડયા ને તેમણે એને સાજી કરવા માટે પ્રયત્નો કર્યા. એ પ્રયત્નો નિષ્ફળ ગયા. પૂછપરછ સૂરત આવી. કોઈ કાબેલ ઘડિયાળી હોય તો તે માટે સૂરતના તત્કાલીન નવાબ સાહેબ મારફતે શોધ થઈ. નવાબ સાહેબની પસંદગી સ્વાભાવિક રીતે સોરાબજી કાવસજી (૧૬૯૭-૧૭૭૨) પર ઊતરી સૂરતમાં વેપાર અર્થે આવેલા કોઈ અંગ્રેજે આ સોરાબજીને ઘડિયાળની યંત્રકલા સમજાવી હતી એમ કહે છે.

નવાબ સાહેબની ઇચ્છા અન્વય સોરાબજી દિલ્હી જવાને તૈયાર થયા. સાથે ફારસી ભાષાનો કોઈ સારો જાણકાર લઈ જવાની જરૂર હતી એટલે ઊદવાડાવાળા દસ્તૂર કાઉસજી રુસ્તમજીને (૧૭૧૬-૧૭૮૧) દુભાષિયા તરીકે સાથે લીધા ને બન્ને જણ દિલ્હી ઊપડયા નવાબ સાહેબે સોરાબજીનો માન-મોભો સચવાય તે માટે સારી ગોઠવણ કરેલી; ઘડિયાળી તરીકે ન મોકલતાં પોતાના એલચી રૂપે નીમી માન ભરતબાથી તેમને દિલ્હી રવાના કર્યા હતા સોરાબજી કાવસજી અને તેમના દુભા-ષિયા દસ્તૂર કાઉસજી રુસ્તમજી મુગલ દરબારમા જનાર પાચમા પારસી હતા.[૧]

સોરાબજી દિલ્હી નજદિક જઈ પહોચતા બાદશાહનો રસાલો તેમને સામૈયે આવ્યો સૂરતના નવાબ સાહેબના એલચી તરીકે એ દિલ્હી દરબારે ગયેલા હોઈ તેમને એક સુખસાહેબીભર્યું રહેઠાણ અપાયું. ત્રણ ત્રણ દિવસ વીતવા છતા દરબારમાં હાજર થવાને ફરમાન ન આવ્યુ, ત્યારે સોરાબજીને લાગ્યુ કે બાદશાહ ધારતા હશે કે મને મુસાફરીનો ઘણો શ્રમ પડયો હશે અને વધુ આરામની જરૂર હશે. એમણે બાદશાહને સંદેશો કહાવ્યો

કે આપની ભવ્ય મહેમાનદારી વડે મારો મુસાફરીનો થાક સદંતર ઊતરી ગયો છે અને બાદશાહની હજૂરમા હાજર થવાને કોઈ પણ પળે તૈયાર છુ.

પરિણામે કેટલાક દરબારીઓ સોરાબજીને ત્યા આવી ચઢયા અને મુગલ દરબારની રીતપદ્ધતિથી તેમને વાકેફ કર્યા. બાદશાહ સમક્ષ હાજર થવાની આગલી રાત્રે સોરાબજીને ઊંઘ પણ ન આવી શાહ સમક્ષ કેમ હાજર થવુ, કેમ નમન કરવું, કેમ બોલવુ વગેરે બાબતનો વિચાર કરવામા તેમણે તે રાત્રી માઈક અસ્વસ્થપણે ગાળી. બીજે દિને દરબારમા હાજર થયા ત્યારે બાદશાહ અને દરબારીઓ સમક્ષ એવી અદબથી વર્ત્યા કે સૌ સાનંદાશ્ચર્ય પામ્યા પ્રથમ મુલાકાતે જ સોરાબજીએ સરસ છાપ પાડી

દરબારની સુપ્રસિદ્ધ ઘડિયાળની દુરસ્તી સોરાબજીને સોપાઈ અને ભારે જહેમત પછી પોતાની કારીગરીના જાદુ વડે સોરાબજીએ તે બરોબર ચાલતી કરી દીધી એ દુરસ્ત થઈ રહ્યા ને બીજે દિને બાદશાહ તખ્ત પર બિરાજમાન થવા જતો હતો, બરોબર તે જ પળે ઘડિયાળમા ટકોરા પડયા અને એમાથી પ્રગટતું સુમધુર સંગીત સંભળાયુ બાદશાહ અને દરબારીઓ એ અવાજ સાભળી ભારે પ્રસન્ન થયા પોતાની ઈચ્છા અતે ફળી ગઈ જોઈ તે સમયના રિવાજ પ્રમાણે બાદશાહે પ્રથમ સોરાબજી તરફ અને પછી દરબારના મુનશી તરફ અર્થસૂચક દૃષ્ટિ ફેંકી એ દૃષ્ટિનો અર્થ સોરાબજી માટે કોઈ યોગ્ય ખિતાબ સૂચવવાનો હતો મુનશીએ 'નેકસા'તખાન' [નેક–સાઅત–ખાન] શબ્દ સૂચવ્યો. એનો અર્થ 'ભલી ઘડીનો સાહેબ' થાય છે

સોરાબજીની હોશિયારી અને પોતાની વર્ષોની ઉમેદ પાર પડેલી જોઈ પ્રસન્ન થએલા દોલેદિલ બાદશાહે સોરાબજીને ઝભ્ભા સાથે "નેકસા'તખાન"નો ખિતાબ એનાયત કર્યો અને તેઓને સૂરત સત્વર પાછો ન ફરવા દેતાં દિલ્હીમાં જ રાખ્યા. તેમના બે દીકરા બરજોરજી અને પેસ્તનજીને અનુક્રમે "બહેરેમંદખાન" [ભલી દુઆઓનો સાહેબ] અને "તાલેયારખાન" [સારા નસીબનો સાહેબ] ના ખિતાબો આપી તેમને પણ દિલ્હી દરબારમાં સારું સ્થાન આપ્યું. નેક દિલના સોરાબજીએ દિલ્હીના કેટલાક કારીગરોને ઘડિયાળની યંત્રકળાનું જ્ઞાન નિષ્કામ ભાવે શિખવ્યું. બાદશાહ એમના પર એથી વધારે પ્રસન્ન થયા અને એમને "પોતાની દરબારના ત્રણ હજાર પાયદળ અને પાંચસો ઘોડાના સરદારનું માન આપ્યું." પોતાને વતન સૂરતના ફૂરજા યાને "કસ્ટમ"ની જકાત વસૂલ કરવાનો હક આપ્યો તથા સૂરત જિલ્લાને લગતાં પારચોલ, ચોરાશી અને ડભોલી ગામોમાં કેટલીક જમીન ભેટ આપી.[૨]

દિલ્હી દરબારમા ૫દર વરસ–દોઢ દાયકો રહ્યાથી રાજદ્વારી બાબતોમાં સોરાબજી નિષ્ણાત થયા. એ પછી સૂરતના રાજદ્વારી મામલા અંગે તેમને પાછા સૂરત મોકલવાની જરૂર પડી. કારણ એ શહેર અને તેને લગતા વાતાવરણથી એ સારી રીતે પરિચિત હતા. તા. ૪ થી સપ્ટેમ્બર ૧૭૫૯ ની તારીખના શહેનશાહ તરફના ભારે મહત્ત્વના ફરમાન સાથે એ વતન આવવા ઊપડયા. "ઈંગ્રેજી કોઠીને માટે સુરતની કીલેદારી તથા દરીઆઇ સરદારીને માટેના ફરમાનો, તેમજ નામદાર કંપની તથા તેમની કોઠીના વડા અધિકારીઓ આનરેબલ ચારલસ

કોમીસીઅન તથા મી. જાન ઇસ્પેનસરને સારૂં ખેલાત લઈ એવણ મહમદ હાદીખાંનની સાથે ઇ સ. ૧૭૬૦ ની શરૂઆતમાં દીલ્લીથી પાછા સુરત આવ્યા હતા." [3]

સોરાબજી કાવસજી લગભગ ખાલી હાથે સન ૧૭૪૪માં દિલ્હી ગયેલા. સન ૧૭૬૦ માં સોરાબજી નેકસા'તખાન તરીકે એ સૂરત પાછા ફર્યા, ત્યારે તેમની સ્થિતિમાં મોટો પલટો આવ્યો હતો એ વેળા એમની પાસે મોટી રોકડ પૂજી ઉપરાંત કિંમતી દાગીના અને જણસો હતી તે અરસામા એવી વસ્તુઓ એક સ્થળેથી બીજે સ્થળે ખસેડવામાં ભારે જોખમ રહેતુ. સોરાબજીને રસ્તામાં લૂંટારાનો ભેટો થયો. આશરે રૂપિયા દશ હજાર જેટલી અશરફીઓ લઈ તેમણે સોરાબજીને જતા કર્યા, પરંતુ વધારે મોટી મુસીબત તો વતનમા જ એમની વાટ જોઈ રહી હતી. બાદશાહી ઘડિયાળ દુરસ્ત કરવાને પોતે દિલ્હી મોકલાવેલ સોરાબજી ભારે માલમતા, મહત્ત્વનુ ફરમાન અને વિશાળ સત્તા સાથે સૂરત આવે છે જાણી નવાબ સાહેબના દિલમાં ઈર્ષાનો અગાર પ્રકટયો. સૂરતની હદમાં એ દાખલ થાય તે પહેલાં જ એમને લૂંટી લેવાનો તેમણે મનસૂબો કર્યો; પણ રામ રાખે તેને કોણ ચાખે ?

નેકસા'તખાનના કુટુંબી ધનજીશા મનજીશા [ જેમને હિંદના પારસીઓના ધર્મઈતિહાસમાં મહત્ત્વનું સ્થાન છે તેઓ ] ને બાદશાહના કાવતરાંની કોઈક રીતે ગધ આવતાં પોતાના . ખેપિયાઓને દોડાવ્યા ને સોરાબજીને ખુશ્કી છોડી તરી . આવવા સૂચવ્યું. રાજદરબારમા રહી પાવરધા થએલા રાબજીએ નવાબને થાપ આપવાનો વિચાર કરી એક યુક્તિ અજમાવી. પોતા સાથના દાગીનામાંથી કીમતી વસ્તુઓ કાઢી લઈ,

તેમાં સાધારણ ચીજો ભરાવી, તે સાથે પોતાના કેટલાક માણસોને જમીન માર્ગેજ સૂરત જવાનું યોજ્યું અને પોતે તરી માર્ગે આગળ વધ્યા. માર્ગમાં નવાબના સિપાઇઓને હાથ નેકસાં'તખાનના માણસો અને માલમતા કબજે થયાં; પરંતુ સાવ નજીવી કિંમતનો માલ હાથ આવેલો જોઇ નવાબની નિરાશાનો પાર ન રહ્યો.

સૂરત આવી પહોંચતાં સોરાબજીએ નવાબ સાહેબને કડક ભાષામાં કાગળ લખી ઠપકો આપ્યો. નવાબનો એક દુશ્મન નામે મુલ્લાં અબ્દુલ હૈઈ દિલ્હીમાં નવાબ વિરુદ્ધ કેવું પ્રચારકાર્ય કરી રહ્યો હતો ને તે બાબતમાં પોતે તેમના વતી કેમ વચ્ચે પડી કેવી રીતે ગાદીને બચાવી હતી તેની વીગત આપી પોતાના માણસોને છોડી મૂકવા વિનંતિ કરી. નવાબ પ્રર એ કાગળની અસર થઇ અને સોરાબજીના માણસોને છોડી મૂક્યા. ૪

નેકસાં'તખાન અને તેમના બન્ને પુત્રો બહેરેમંદખાન અને તાલેયારખાન તેમને મળેલા ઓદ્દાને આધારે જરિયાન સફેદ ફેંટા [white turbans with embroidered "surpeshes"] પહેરતા. તેઓને આપવામાં આવેલી પાલખીઓને સુનેરી કિનાર [gold fringes] હતી. તેઓનો આ ઠાઠ અને ભપકો જોઇ નવાબ સાહેબે પોતાને પણ આ મુજબ કરવા દેવા દિલ્હી દરબારે લખ્યું. જવાબમાં ત્યાંથી લખાઇ આવ્યું કે જેઓને "પંચહજારી મનસબ"નો ખિતાબ મળે તેમને જ માત્ર પાલખી પર સોનેરી કિનાર રાખવા દેવાય છે; એટલે એ રિવાજ અંગે નવાબ સાહેબને રજા આપી ન શકાય.

સોરાબજી નેકસાં'તખાન દિલ્હીથી સૂરત આવ્યા ત્યારે

તેમની સાથે કેટલાંક કીમતી ફરમાન હતાં એવો નિર્દેશ ઉપર કર્યો છે. તા. ૪–૯–૧૭૫૯ ના ફરમાનને લઈ અગ્રેજોને વેપાર વગેરે બાબતમાં સૂરતમાં વિશાળ સત્તા અને સગવડ આપવામાં આવી હતી અને એ સમયથી સૂરતના મશહૂર કિલ્લા ઉપ અગ્રેજ અને મોગલ વાવટા સાથે ફરકવા માડયા હતા એથ આ ફરમાનનુ ઐતિહાસિક દૃષ્ટિએ મોટુ મૂલ્ય છે [૫]

દિલ્હીપતિ તરફના ફરમાનને આધારે સોરાબજીએ સૂરતન નવાબ સાહેબ મિયા અચ્છન [ઉર્ફે મુયનુદીનખાન] અને સૂરતની અગ્રેજ કોઠીના વડા વચ્ચે કરેલી દરમ્યાનગીરીને લઈ એક ઇતિ હાસિક કરાર થયો, જેને પરિણામે પાછળથી સારાય હિંદના ઇતિહાસ પર આડકતરી અસર થઈ છે. એ કરારની એક મુખ્ય શર્ત એ હતી કે સૂરતના કિલ્લાની રખેવાળી નવાબ સાહેબના નૌકાદળની સાહાય્ય સાથે ઈસ્ટ ઇંડિયા કપનીએ કરવી અને મધ્યસ્થ સરકારે કિલ્લા વગેરેના રક્ષણાર્થે જરૂરી સાધન સામગ્રી પુરી પાડવી એક બીજી અગત્યની શર્ત* અનુસાર નવાબના 'નાયબ' યાને વડા પ્રધાનની ચૂટણી કરવાનો અધિકાર પણ ઈસ્ટ ઇંડિયા કપનીને મળ્યો હતો આ ઉપરાત કરવેરાની ઊપ-જની વહેંચણી, ઈસ્ટ ઇંડિયા કપની અને નવાબ સાહેબ વચ્ચેનો સબધ વગેરેને લગતી તેમા શર્તો હતી આ શર્તોને લઈ સૂર તની કારોબારમા ઈસ્ટ ઇંડિયા કપનીને મહત્ત્વનો હિસ્સો મળ્યો અને નવાબ સાહેબ ઘણે અશે તેને જવાબદાર બન્યા [૬]

અગ્રેજો સાથનો સોરાબજીનો સબધ શુભ ઘડીએ સધાયો નો તે સમયથી તેઓ અને તેમના કુટુબીઓએ સૂરતમા અમીરી પદ ભોગવ્યા છે. તા. ૨–૫–૧૭૬૦ને દિને ધી ઑન-

રૅબલ ઈસ્ટ ઈંડિયા કંપનીએ ભરેલા ભવ્ય દરબારમાં સોરાબજીને તેમની સેવાની કદર રૂપે કીમતી સરપાવ મળેલો. ૭

રાજકારણમાં પડી એક સામાન્ય ઘડિયાળી ઉપરથી સૂરત અને દિલ્હી દરબારમાં મોટી સત્તા સમાન થઈ પડનાર સોરાબજી જીવનની ધમાચકડી વચ્ચે તેમની કોમ અને ધર્મને ભૂલ્યા નહોતા. એ બન્ને માટે તેમણે જે કર્યું છે એને પણ પારસીઓના ઈતિહાસમાં મહત્ત્વનું સ્થાન છે. સૂરતના કદીમ પંથના એ એક સ્વીકારાયેલા આગેવાન હતા. હિંદમાં કદીમ ટોળાના સ્થાપક અને સોરાબજીના સ્નેહી ધનજીશા મનજીશા વગેરે સાથે મળીને એમણે પ્રખ્યાત દસ્તૂર મુલ્લાં ફિરોઝના પિતા ભરૂચવાસી કાઉસ રુસ્તમ જલાલને સન ૧૭૬૮ માં ઈરાન મોકલેલા. ૧૮મી સદીમાં જરથોસ્તીઓમાં કેવા રીતરિવાજ પ્રચલિત હતા એનો ખુલાસો કરતા ૭૮ પ્રશ્નો અને તેના પ્રત્યુત્તરો સાથે લઈને કાઉસ જલાલ હિંદ પાછા ફરેલા.૮ આ ૭૮ પ્રશ્નો અને પ્રત્યુત્તરો પાછળથી, પુસ્તકાકારે "ઈઠોતેર રેવાયત"ના નામે ગૂજરાતીમાં પ્રસિદ્ધ થએલા તે પારસી ધર્મસાહિત્યમાં અગત્યનું સ્થાન ધરાવે છે સોરાબજી નેકસા'તખાન અને ધનજીશા મનજીશા વગેરેની આ સેવા સાચે જ કિંમતી હતી અને એને લઈ ધાર્મિક વૃત્તિના જ્ઞાનવિદ્યાના પારસી પિપાસુઓ તેમને આદરથી સંભારતા રહ્યા છે.

ખંભાતવાળા દસ્તૂર ગોટીએ તેમને સૂરત વરીઆવી ભાગોળ આગળ ભેટ આપેલી જમીન આદરીઆન [Fire temple] બંધાવવા માટે તેમણે પાછળથી બક્ષિસ કરેલી અને તે મકાનને "ગોટીના આદરીઆન" તરીકે ઓળખાવેલું અને આજેય એ જ

નામે ઓળખાય છે એ જ રીતે સૂરત જિલ્લાના ચોર્યાસી અને પારચોલ ગામોમા પણ તેમણે ભેટ આપેલી જમીનો ઉપર અગીઆરીના મકાન ઊભા થએલા સૂરતમા દુખ્મ (Tower of Silence) બાધવા માટે પણ તેમણે જગ્યા કહાડી આપેલી

આવી કીર્તિવત કારકિર્દી પછી ૭૫ વર્ષની પાકટ વયે તા ૨૯–૪–૧૭૭૨ ને દિને સોરાબજી નેકસા'તખાનનો સ્વર્ગવાસ થયો ધર્મ પ્રત્યેના તેમના અખૂટ ભક્તિભાવ તથા પારસી કોમની કીર્તિમા વધારો કરનારા તેમના કાર્યની કદર કરીને, સૂરતના કદીમ પથના ધમ ગુરુઓએ જાહેર ધાર્મિક ક્રિયાઓમા બીજા નામાકિત જરથોસ્તીઓ ભેગા તેમનુ નામ પણ લેવાને ત્યારે ઠરાવેલુ ૮

સોરાબજી નેકસા'તખાનની ઉપર આપેલી જીવન ઝરમર જોનાર સ્વીકારશે કે સ્વર્ગસ્થ એ મોટા માનને લાયક હતા



ટિપ્પણ

- મુગલ દરબારમા જનાર પ્રથમ પારસી તે દસ્તૂર મહેરજીરાણા બીજા દસ્તૂર મહેરજીરાણાના પુત્ર કૈકોબાદ ત્રીજા મુલ્લા જામાસ્પ અને ચોથા સૂરતવાળા રુસ્તમ માણક (Gazetteer of the Bombay Presidency, Vol IX, Part II (1899), Page 197 footnote)

૫. કવિ નર્મદ આ સબંધમા લખે છે

"તા ૪થી સપ્ટેમ્બરે (૧૭૫૯) દિલ્હીના બાદશાહે કંપનીને કિલ્લેદારીનો અને દરિયાઇ ઝાજોના ઉપરીપણાનો અને તેના ખર્ચમા મુઇનુદીન (નવાબ) બે લાખ રૂપિયા આપ્યા કરે એવો ફરમાન મોકલ્યો. એ દહાડેથી સુરતના કિલ્ના પર બે વાવટા ચ્હડવા લાગ્યા–એક મોગલ સરકારનો ને બીજો કંપની સરકારનો"

["સુરતની મુખતેસર હકીકત" (૧૮૬૬), પૃ ૨૫]

૬ "The Cities of Gujarashtra", Page 22.

૭. "History of the Parsis," Vol II (1884), Page 23.

૮. "પારસી પ્રકાશ," દફતર ૧, ભાગ ૧ (૧૮૭૮), પૃ ૫૦.

૯. બીનપારસીઓને એ જાણવુ રસિક થઈ પડશે કે પારસી કોમ પોતાના નામાંકિત સપૂતને, તેના અવસાન પછી, મોટામા મોટુ માન, જરથોસ્તી જાહેર ધાર્મિક ક્રિયાઓમા, બીજા એવા નામાંકિત નરનારીઓ ભેગા, તેનુ નામ ઉચ્ચારીને તેનુ સ્નેહભર્યુ સ્મરણ કરતા રહી આપે છે.



## પ્રકરણ ૨
## વેસો

સોરાબજી નેકસાંતખાનને બે પુત્રો હતા, તેમને પણ દિલ્હી દરબાર તરફથી ખિતાબો મળ્યા હતા એનો નિર્દેશ આગલા પ્રકરણમાં થઈ ગયો છે એ પુત્રો તે બરજોરજી બહેરેમદખાન (૧૭૧૭ ૧૭૬૧) અને પેસ્તનજી તાવેયારખાન (૧૭૩૩ ૧૮૦૮) સોરાબજીના એ બન્ને પુત્રોએ પિતા તરફથી મળેલી જાગીરો પર દેખરેખ રાખવામા અને કાપડ તથા રેશમના વેપારમા—એમ શાંત રીતે જીવન વ્યતીત કર્યું હતું.

આગલા પ્રકરણમા જોયા પ્રમાણે સોરાબજી નેકસાંતખાનને જકાત વસુલ કરવાનો હક મળ્યો હતો. એ હક, પછી, તેમના બે પુત્રોને ઈસ્ટ ઈંડિયા કંપનીએ આપેલો અને એવું નક્કી થએલું કે કુલ આવકનો ¾ ભાગ ઇસ્ટ ઇંડિયા કંપનીને ફાળે જાય અને બાકી રકમમાથી બન્ને ભાઇઓ સરખે હિસ્સે વહેચણી કરી લે

સન ૧૭૮૭ મા વડીલ ભાઈ બરજોરજી બહેરેમદખાનની ઓલપાડ, કરોદ અને પાલોડના મામલતદાર તરીકે કંપનીએ

નીમણુક કરેલી.[૧] અંગ્રેજી હકૂમત હેઠળ મામલતદારી હક અધિકાર (magisterial powers) ભોગવનાર પહેલા જરથોસ્તી આ બરજોરજી જ. સન ૧૭૭૫થી ૧૭૮૦ના વરસો દરમિયાન 'ટીમા' (!) પ્રગણાની હકૂમત પણ બન્ને ભાઈઓને કેટલીક મુલ્કી અને મહેસુલી સત્તા સાથે સોંપાઈ હતી.

ભેગા વસતા અને ભેગો ધંધોધાપો કરતા ભાઈઓ સન ૧૭૯૧ મા મલી સમજીને છૂટા પડયા

બરજોરજીના ચાર બેટાઓ ધનજીશા, ડોસાભાઈ, દારાબશા અને કાવસશા હતા, તેમાના વડીલ ધનજીશાએ (૧૭૭૦ ૧૮૧૦) પોતાના બપાવા સોરાબજી નેકસા'તખ નનુ નામ ઉજાળ્યુ એમ ઈતિહાસે નોધ્યુ છે

સૂરતનો કારોબાર ઈસ્ટ ઈંડિયા કપનીને મળતા કપનીએ ધનજીશા બહેરેમદખાનને 'પોલીટીકલ એજન્ટ' બનાવ્યા હતા, અને સૂરત આસપાસના રજવાડાઓને લગતી બાબતોમા ઉકેલ કાઢી ધનજીશાએ સારો જશ પ્રાપ્ત કર્યો હતો" [૨]

સૂરત નજદીકનુ ઓધાન ગામ માડવીના હિંદુ રાજાની માલીકીનુ હતુ વોરા મુસ્લિમોની ત્યા મોટી વસતિ હતી ૧૮૦૯–૧૦ મા ત્યાના મીર અબ્દુલ રહેમાન નામના આમામીએ કાઢેલા ફતવાને લીધે એ જગ્યાનુ વાતાવરણ ગરમ થઈ ગયુ હિંદુ રજા પારડી ચાલ્યા ગયા, વજીર તાબે થઇ ગયા અને મામલો કાબુ બહાર જતો જણાયો અંગ્રેજ પ્રતિનિધિ ચીફ નેથન કોને પડકાર થયો. તા ૧૧–૧–૧૮૧૦ ને દિને તેમને પત્ર લખી પેલા મીર અબ્દુલે જણાવેલુ 'આ પત્ર લાવનાર

સુલેમાન નામના શખસને પાંચ હજાર રૂપિયા આપવા યા સૂરત છોડી ચાલ્યા જવું.' આ સુલેમાને સૂરત ન જતાં પોતા તરફથી એક બીજા જ આદમીને મોકલ્યો જેને કોએ તુરત જ કેદ કર્યો. તા. ૧૫ મીએ સૈયદ પીરશાહ નામના કાસદ સાથે અબ્દુલ રહેમાને એવો સંદેશો કહાવ્યો કે "ટેસ્ટામેન્ટ"માં જે માહદી પયગમ્બર માટે નિર્દેશ થએલો છે તે હું પોતે જ છું માટે મારા તરફના ફરમાનને માન આપવું યા ત્યાંથી ચાલ્યા જવું. વળી તા. ૧૭મીએ એક વધુ પત્ર લખી મુસ્લિમ ધર્મ અંગિકાર કરવો યા શહેર છોડી ચાલ્યા જવું એમ જણાવ્યું.[2]

આવા બધા પડકારોને પરિણામે, એ બળવાખોરને તાબે કરવા કેપ્ટન કર્નીગહામ, ધનજીશા બહેરેમંદખાન સાથે સિપાઇઓની ફોજ લઇ બોધાન ઉપડી ગયા. બની શકે તો અબ્દુલ રહેમાનને સમજાવી લેવા માટે ધનજીશા મસ્જિદમાં ગયા, જ્યાં તા. ૧૯ મી જાન્યુઆરી ૧૮૧૦ ને દિને તેમની કતલ થઈ. પ્રજા અને રાજ્યની સેવા બજાવતાં સૂરતનો શૂરો સપૂત સ્વર્ગે સંચર્યો. પ્રજાની સેવામાં પોતાના જાનનું બલિદાન આપી, ધનજીશા કીર્તિવંત મૃત્યુને પામી અમર થઈ ગયા.

ધનજીશાની કતલથી ગુસ્સે થએલા અંગ્રેજ સરદારે તલવાર બખડાવી, સંગ્રામ જામ્યો, અબ્દુલ રહેમાન માર્યો ગયો, હુલ્લડખોર હાર્યા, રાજા દુર્જનસિંહ પાછા માંડવીની ગાદી પર આવ્યા. ધનજીશાના બલિદાને અંગ્રેજ જીગર પર સારી અસર કરી. તેમનાં ધણીઆણી જીવીબાઈને (પેસ્તનજી તાલેયારખાનના પુત્રી) વાર્ષિક રૂપિયા ત્રણ હજારનું 'પેન્શન' અને સ્વર્ગસ્થના પુણ્યાર્થે ધાર્મિક ક્રિયાકામ અને ગાહમ્બાર (જાહેર જમણ) કરવા રૂપિયા

ચાલીસ હજાર નામદાર સરકારે આપ્યા. હિંદમાંના અંગ્રેજ રાજ-અમલમાં બાઈ જીવીબાઈ પહેલાં "પારસી લેડી પોલીટીકલ પેન્શનર" હતાં.

ધનજીશાનાં સ્મરણમાં જાહેર પ્રજાના ઉપયોગ અર્થે એક કૂવો પણ બંધાયો અને સૂરતના શહેનશાહી અને કદીમ પંથે સ્વર્ગસ્થનું નામ ધાર્મિક ક્રિયામાં લેવાનું ઠરાવી તેમને અમરત્વ આપ્યું. પ્રજા અને રાજાની સેવામાં પોતાના કીમતી જાનનું બલિદાન આપનાર ધનજીશા પોતા પાછળ બે એવા પુત્રો મૂકી ગયા જેમણે પોતાની બહાદુરી, હોશિયારી અને કર્તવ્યપરાયણતાથી બાપ કરતાં પણ વધારે કીર્તિ મેળવી. ધનજીશાના એ બે સુપુત્રો તે પીરોજશા બહેરેમદખાન અને અરદેશર બેહેરેમદખાન–પાછળથી અરદેશર કોટવાળ બહાદુર.

પિતાના આવા અકાળ અંતથી એકલા પડેલા એ બે ભાઈઓને નામદાર સરકારે પોતાને આસરે લીધા. સૂરતની પેઢીના વડા નેથન ક્રો સાહેબે તેમની કેળવણી વગેરે માટે સારી સગવડ કરી આપી અને કેળવણી પૂરી થતા મોટા ભાઈ પીરોજશાને (૧૭૮૯ : ૧૮૪૩) અદાલતમાં નોકરી અપાવી. પછી એ ચંચળ નવજુવાન પોતાની હોશિયારીથી ક્રમશ: આગળ વધતો ગયો. કારકૂન તરીકે શરૂઆત કરેલી, તે પરથી વધીને સન ૧૮૨૫માં એ પ્રિન્સિપલ સદર અમીન અને સન ૧૮૩૨ માં મૂ'ત અદાલતના હિન્દી ન્યાયમૂર્તિ નીમાયા. એ ઉપરાંત ધરમપોર, વાંસદા અને માંડવીના દેશી રાજ્યો પરત્વે ગવરનરના 'નેટીવ એજન્ટ' તરીકેનો ઓદ્ધો પણ એમને મળ્યો હતો.[૨] આ સફળતાને પરિણામે પીરોજશાનો રાજપ્રકરણી અભ્યાસ અને

અનુભવ એટલો વિશાળ થયો હતો કે અંગ્રેજ અમલદારો અનેક બાબતમાં એમની સલાહનો અમલ કરતા અને દોરવણી મુજબ ચાલતા. '

તેમની અનેકવિધ સેવાના બદલામાં માંડવીનરેશે તેમને કમળાપોરની જાગીર બક્ષી હતી. વાંસદાના રાજવીએ તેમને વાંદરવેલ ગામ ભેટ દાખલ આપેલું. સન ૧૮૨૨માં નામદાર સરકારે તેમને આશરે રૂપિયા બાર હજારની વાર્ષિક આમદાનીવાળાં ઉભેર, દેલાડવા, ભાણોદરા, વેજ, ખુડવેલ અને રાજવાડા એમ છ ગામ આપ્યા હતા. એને લગતી મૂળ સનદ પરથી લેવાયેલી છબી અમારા જોવામાં આવેલી તે પરથી તેનો ઉતારો પરિશિષ્ટ [૧] તરીકે આ પુસ્તકને છેડે આપ્યો છે.

નામદાર ગવરનર માઉંટ સ્ટૂઅર્ટ એલફિન્સ્ટન સહેબના ફરમાન અનુસાર સૂરતના ન્યાયમૂર્તિ રોમર સાહેબે તા ૯ મી અક્ટોબર ૧૮૨૨ ને દિને સૂરતમાં એક દબદબાભર્યો દરબાર ભરી તેમને જાગીર અને હીરાજડિત સિરપેચની બક્ષિસ કરી હતી. દરબાર વિસર્જન થયા પછી ભવ્ય સરઘસના આકારમા પીરોજ શાને સલાબતપુરા ખાતેના તેમના રહેઠાણ પર લઈ જવામા આવ્યા હતા સરઘસને મોખરે નવાબ સાહેબ હાથી પર, તે પછી તેમના દરબારીઓનો રસાલો અને પછી સૂરતના ઈતિહાસમાં અમર નામ મૂકી જનાર વીર અરદેશર કોટવાળ બહાદુર એક તેજી ઘોડાને કુદાવતા માર્ગ કાપે-એવી રચના હતી વળી અસો સિપાઈઓ પણ હતા અને કલેક્ટર અને રોમર સાહેબ તેમની પાછળ હતા અને છેક છેવટે પીરોજશા બહેરેમદખાન પાલખીમાં બેઠા બેઠા, રસ્તાની બન્ને બાજુએ જામેલી 'માનવ

મેદનીને ઝૂકીઝૂકીને નમન કરતા નજરે આવતા હતા.

તે સમયના નવાબ સાહેબ મીર અફઝલુદ્દીનખાને કમરૂલ્લાહ હસમતજંગના માનમાં તા. ૧૨ મી જુન ૧૮૨૩ ને દિને ઈદના માંગલિક મહોત્સવ અંગે મળેલી શાનદાર મહેફિલમાં પીરોજશાને એક ગાલીચા–તકિયાની ભેટ આપી હતી. નવાબ સાહેબ તરફથી આવી બક્ષિસ મેળવનાર એ પહેલા જ હતા.[૪]

પીરોજશા એ અરસાના એક સુશિક્ષિત અને પ્રગતિભાવી સજ્જન હતા. હોદ્દા અન્વયે પ્રજાસેવા કરવા ઉપરાંત પરગજુ શહેરી તરીકે પણ તેમણે વિધવિધ દિશામાં સંગીન પ્રજાસેવા કરી હતી. જ્ઞાનનો પ્રચાર કરવા એ સર્વદા ઉત્સુક હતા ને એમણે સૂરતમા જાહેર પુસ્તકાલયો અને વાચનાલયો ખોલાવેલાં. જ્યોતિષવિદ્યાનો એમણે સારો અભ્યાસ કર્યો હતો અને વિજ્ઞાનને લગતા વિષયોમાં એ ત્યારે સૂરતમાં પાવરધા મનાતા ખેતીવાડીના વિષયમાં પણ એમની નજર દોડતી. એ દિશામાં પણ તેમણે ઠીકઠીક નાણું ખરચ્યુ હતુ. ગરીબના બચ્ચાંના લગ્ન પોતાને ખર્ચે કરાવી આપવામાં એ મોટું પુણ્ય માનતા.

મુંબઈના ગવરનર માઉંટ સ્ટૂઅર્ટ એલ્ફિન્સ્ટનના સ્મારક અર્થે તેમણે પોતાના નાના ભાઈ અરદેશર કોટવાળ સાથે મળી રૂા ૧૦,૮૦૦ જેવી મોટી રકમ ભરેલી.[૫] પોતાના મરણ પછી પારસી આંધળાલૂલાઓને વહેંચી આપવા માટે રૂા. ૧,૫૦૮ની રકમ એ બાજુ કઢાડી ગયેલા. સ્વધર્મ પ્રત્યે એમને અડગ આસ્થા હતી. સને ૧૮૨૩ માં સૂરત ખાતે કેળાંની વખારના

લત્તામાં આવેલી પ્રખ્યાત "લાલ અગીઆરી"નું મકાન પોતાના ખર્ચે એમણે ફરી બંધાવેલું. સન ૧૮૩૭ ની આગમા ભસ્મિભૂત થએલી એમના કુટુંબી વડીલ ધનજીશામન જીશાની અગીઆરી ફરી બંધાવવા માટે એ પોતાના વસિયતનામામા ફરમાવી ગયેલા અને તે માટે સારી રકમ પણ કાઢેલી

પીરોજશાને નામદાર અંગ્રેજ સરકાર, હિંદુ રાજવીઓ અને મુસ્લિમ નવાબો તરફથી મળેલા માનચાંદનો નિર્દેશ ઉપર થઇ ગયો છે, પરંતુ પ્રજાકલ્યાણના તેમણે કરેલ કાર્યોને લઇ પ્રજાએ પણ તેમના તરફ હંમેશ દિલગીરી દાખવી હતી એ લાગણીનો સાચો આંક તેમના મરણ વેળા સૂરતની પચરંગી પ્રજાએ જે વિલાપ કર્યો તે પરથી મળી રહે છે

તા ૭ મી જુન ૧૮૪૩ને દિને સવારના નવ વાગ્યે ૫૭ વર્ષની નાની વયે એ સ્વર્ગને પંથે પડયા એમના અકાળ અંત પર પ્રજાએ માહેતમ કરી વર્તમાનપત્રોમા એમની "પાયદસ્ત"ના છપાયેલા અહેવાલ સ્વર્ગસ્થની અપાર લોકપ્રિયતાની સ્પષ્ટ સાક્ષી પૂરે છે પચીસ હજારની માનવમેદનીએ તેમને છેવટની વિદાય આપી હતી પારસી દસ્તૂરો, અગ્રેસરો, પંદરસો હમદીનો, નામદાર ધરમપોરનરેશ અને ચારસો સવાર સાથનો શોકના પોશાકમા સજ્જ થએલો તેમનો રસાલો, નવાબ સાહેબ, તેમના દીવાન અને દરબારીઓ, હિંદુ શરાફો, શાહુકારો અને નગરશેઠ અને જુદીજુદી નાતજાતના હજારો આસામીઓ—સૌ તેમની "પાયદસ્ત"મા સામેલ થયા હતા પ્રજાએ પોતાના સપૂતને તેના નામકામને છાજે તેવી ભવ્ય વિદાય આપી સૂરતના

પારસીઓએ જાહેર ધાર્મિક ક્રિયાકામોમાં બીજા નામાંકિત નરો ભેગા તેમનું નામ પણ લેવાને ઠરાવ્યું.

પીરોજશા કશું ફરજંદ મૂકી ગયા નહોતા, પરંતુ પોતાના ભાઈ અરદેશરને દત્તક લઈ વારસ ઠરાવી પોતાની સઘળી માલમતા આપી હતી. તેમનાં ભલાં પત્ની બાઈજીને દીયર અરદેશરે માન અને ઇજ્જતથી રાખ્યાં હતાં. એ બાઇની હયાતી દરમ્યાન પીરોજશાના પુણ્યાર્થે સલાબતપુરાની તેમની વાડીમાં દર સાલ જમણ થતું, તેમાં હજારો આસામીએ ભાગ લેતા અને પીરોજશા બહેરેમંદખાનની કીર્તિવંત કારકીર્દિનું સ્મરણ કરતા.

હવે વળીએ અરદેશર કોટવાળ તરફ. એક ઉમરાવ, બહાદુર અને નામાંકિત ખાનદાનથી અરદેશર ઊતરી આવ્યા હતા અને જે યાદગાર કામો એ કરી ગયા તે તેમના કુળની પ્રતિષ્ઠાને દીપાવનારાં હતાં. એ સમજવા કાજે આ અને આગલા પ્રકરણમાં એ પ્રતાપી પૂર્વજોની વીગત આપી છે તે યોગ્ય જ ઠરશે.



ટિપ્પણ:

૧. "પારસી પ્રકાશ," દફતર ૧, બાગ ૧ (૧૮૭૮), પૃ. ૭૩.

૨. The Honourable Jonathan Duncan, Esqr.,
President & Governor-in-Council, Bombay,
ને તા. ૩૧-૧-૧૮૧૦ને દિને સુરતના મીર એન. દોએ લખેલા ને પાછળથી પ્રસિદ્ધ થએલા પત્રમાંથી.

૩. "Neksatkhan" (1927), Page 15.
૪. "પારસી પ્રકાશ," દફતર ૧, ભાગ ૧, (૧૮૭૮), પૃ ૧૭૧.
૫. "પારસી પ્રકાશ," દફતર ૧, ભાગ ૩ (૧૮૭૯), પૃ. ૨૦૭.
૬. "નીરંગ અને આફ્રીનગાનમા યાદ કરવામા આવતા નામીચા નરનારીઓના નામો " (૧૮૯૭), પૃ ૭૨/૩



## પ્રકરણ ૩

## આગલી પાછલી

ધનજીશા બહેરેમદખાનના શહીદસમા અવસાન પછી સરકારે તેમના બે દીકરા પીરોજશા અને અરદેશરને કેળવણી આપવાનુ કાર્ય માથે લીધુ એ વાત આગળ આવી ગઇ અરદેશરની કેળવણી પૂરી થતા એમના મોટાભાઈ પીરોજશા પેઠે એમને પણ એક પછી એક ચઢિયાતા ને વધુવધુ કામગીરીવાળા ઓદ્ધા સોપવામા આવ્યા ૨૩ વર્ષની વયે સૂરતની અદાલતની કારકુની વડે શરૂઆત થઈ સન ૧૮૨૦મા સૂરતના પરાની અને ૧૮૨૧મા તળ શહેરની કોટવાળી મળી એ ઓદ્ધા પર રહીને એમણે જે યાદગાર કાર્ય કર્યું તેને લઇ એઓ અરદેશર કોટવાળ તરીકે ઓળખાવા લાગ્યા અને આજે પણ એ જ નામે સૌ કોઈ એમને સભારે છે કોટવાળી સાથે જ સન ૧૮૨૫ મા સૂરત જિલ્લાને લગતા નાના દેશી રાજ્યોના 'નેટીવ એજન્ટ', ૨ મા સૂરતના 'નેટીવ પ્રિન્સિપલ કમિશનર', અને ૧૮૪૩મા 'પ્રિન્સિપલ સદર અમીન' થવાનુ એમને ભાગ્ય સાપડયુ

અરદેશરનો જન્મ સન ૧૭૯૭ મા તા ૨૯ મી જૂને

થએલો. એમના બાળપણને લગતી વીગતો મળતી નથી. કોણ જાણતું હતું કે પાતળા એકવડા બાંધાવાળો એ નાનકડો છુચો ભવિષ્યમાં અમર નામના કરશે ? કોઈ નજુમીએ એવા જોશ જોઈ ન આપ્યા હોય કે એમના બચપણની નોંધ રાખવા લલચાય.

સન ૧૮૪૭માં સૂરતની મુલાકાતે આવી ગયેલા પ્રવાસી હેન્રી જ્યોર્જ બ્રિગ્ઝ અરદેશરના દેખાવનું વર્ણન આપતાં લખે છે કે

'અરદેશરનો અંગત દેખાવ, એમની મરદાનગી અને ઉજ્જ્વળ ચારિત્ર્યનો બરાબર ખ્યાલ આવે તેવો જ હતો. સામાન્ય કદ કરતાં એ ઠીકઠીક ઊંચા હતા અને શરીરે સહેજ દળદાર ગણાય. એમની દોડાદોડભરી પાછલી જિંદગી અને છેલ્લીવેલ્લી એમના પર આવેલી આફતે એમને ઘરડાપામાં વહેલા દાખલ કરી દીધા લાગે છે. પારસી છતા એ બહુ બહુ ગોરા છે, પણ સૈયડનાં ચાંઠાંની તેમના મો પર છાંટ છે. ઝીણી મારકણી આંખો, અને નાક દેશીભાઈઓથી તદન જુદી જ જાતનું અને ચહેરાના નીચલા ભાગમાં એમની હિંમત અને મક્કમતાનું ચોખ્ખું દર્શન થાય છે.' [1]

અરદેશર પોતે ભારે કસરતી હતા. ભાણુભટ નામના પહેલવાનના હાથ હેઠળ એમણે કસરતી તાલીમ લીધી હતી. દશ મણનું મગદળિયું એ ફેરવી શકતા એવી વાયકા છે. એક જ લાકડી હાથમાં પકડી તેને તલવાર તરીકે વાપરવાની અને પોતા પર હુમલો થાય ત્યારે તેનો જ ઢાલ તરીકે ઉપયોગ કરવાની કરામત ભાણુભટે અરદેશરને સારી રીતે શીખવી હતી.

1

અરદેશર ભારે ચંચળ હતા. એમના અભ્યાસ પ્રત્યે ઈસ્ટ ઈંડિયા કંપનીના સૂરતના ચીફ નેથન કોએ લક્ષ આપેલું એ સિવાય એ વિષે ઝાઝી માહિતી મળતી નથી, પરંતુ એવો ઈશારો મળે છે કે અંગ્રેજી ભાષા પર એ સારું પ્રભુત્વ ધરાવતા દેશ અને પ્રજાને લગતું એમને સારું જ્ઞાન હતું. બ્રિગ્ઝ લખે છે કે અરદેશરની કાર્યશક્તિ ઘણી ઊંચી કક્ષાની હતી અને એમનું ચારિત્ર્ય ઉલટ, ઉમંગ અને ઔદાર્યના સુમેલ રૂપ હતું. પોતાને મળેલી સત્તાનો એમણે સદુપયોગ કર્યો હતો કાંઈક સખ્તાઈથી પણ પ્રમાણિકપણે પોતાની ફરજ બજાવેલી અને નાની નાની તકરારો કે મતફેરીઓ તરફ આંખ આડાકાન કરી મુખ્ય મુદ્દો જ લક્ષમાં રાખીને અમલ કરવાની એમનામાં કુનેહ હતી

તે સમયના દરબારીઓની પ્રચલિત પ્રથા મુજબ એ મોગલનો પોશાક સજતા અને તેમની રહેણીકરણી અને રીતરિવાજો પણ અનેક રીતે મોગલોને મળતી આવતી. મોટે ભાગે એ ફારસી હિંદુસ્તાની ભાષાનો ઉપયોગ કરતા ફારસી ત્યારે રાજ-દરબારની જ ભાષા હતી

અરદેશરને એ જમાનાના માન, લોકપ્રિયતા અને સરકાર, દરબારી સત્તાની નજરે સર્વોપરિ પારસી–ભારતવાસી ગણીએ તોય અતિશયોક્તિદોષ નહિ આવે ને એ વાત પોતે સારી રીતે સમજતા અને પોતાના ઓદ્ધામોભ્ભાને લાયક દોરદમામથી રહેતા. એ ભારે ટેકીલા પણ હતા અને અંગ્રેજ અમલદારો આગળ પણ પોતાના ટેક અને આદર ઢીલા પડવા દીધા નહોતાં, 'હાજી હા' કરી નહોતી. પરિણામે કઈક મુસીબતો પણ ઉદ્ભવેલી; એ વીગત આગળ ઉપર જોઈશું.

અરદેશર ભીગરે ઉદાર–પણ એ ઉદારતા વધતાં વધતા ઠેઠ ઉડાઉગીરી થઇ બેઠેલ એમણે અઢળક ધન મેળવ્યું તેમ તે ખર્ચી પણ નાખ્યું. અલબત્ત, એમાનો સવિશેષ ભાગ, તો ઉપયોગી કાર્યોમ જ વપરાયો હતો છૂટા હાથની દીલેદિલીને લઇ આવક કરતા ખર્ચ ઘણો વધી જતો પરિણામે આખર સરવાળે, અવસાનકાળે મોટી રકમનુ કરજ માથે ઊભું રહ્યુ પણ એને કરજ કેમ કહીએ? એ તો હતો અરદેશરના પ્રમાણિકપણાનો પુરાવો, કારણ એ ઓદ્ધાવાળા અને ભારે લાગવગ ધરાવતા આસામીને નાણુ જમા કરવું મુશ્કેલ ન ગણાય.

વિશાળ સત્તા અને મોટો માનમરતબો ધરાવવા છતા એ સર્વદા ગરીબોના મિત્ર રહ્યા હતા ગરીબોને એમના હૃદયમાં હમેશનુ સ્થાન મળ્યુ હતુ અને એ ગરીબોના સુખસગવડ અર્થે ભલભલા સત્તાધીશો સાથે લડવામા એમણે પાછી પાની કરી નહોતી કઇંક ફકીરો, સાઈ, સાધુ અતો એમને ત્યા જમી જતા. એ માટે એમના વાડામા ગડીમથડીમ તપેલા ચઢતા અને ખીચડો બફાતો ને ગરીબોના પેટ ઠરતા. આમ કવા પાછળ એમનો મુદ્દો ચોરી ટાળવા ઘટાડવાનો પણ હોય બેકારો રોટલાભેગા થતા રહે તો ચોરી થવાનો સભવ છેટે રહે ને ચોરી ન થવા દેવી એ તો વીર અરદેશરનુ વ્રત જ હતુ ને?

અરદેશર કલાકારીગરીની કદર કરી જાણનાર સસ્કારમૂર્તિ હતા પહેલવાનોને આગળ પાડયા, સગીતકારોને સાહાય્ય કરી, ચિત્રકારોને નવાજ્યા, અનેક કલાકારોને મોખરે આણ્યા અને અને એવુ તો બીજુ ઘણુએ એમણે કર્યું છે. ચિત્રકળાનો એમને ખૂબ શોખ હતો. એમણે ચિત્રકારોની કદર બુઝયાના

કિસ્સા મળે છે, એકાદ બે આગળ જોઇશું પરતુ ચિત્રકળા પ્રત્યેના એમના પ્રેમનો ખરો પુરાવો તો એમનો કિંમતી ચિત્ર-સગ્રહ છે વર્ષો પર ખરીદાયેલો રજપૂત અને મોગલ ચિત્ર કલાના પ્રતીકરૂપ એ સંગ્રહ સ્વર્ગસ્થના સ્નેહી શ્રી નવરોજી હોરમસજી વાડીઆ પાસે આજે ય સચવાયેલો છે એ સગ્રહમા દેશી રાગરાગણીઓના ચિત્રોનો સેટ છે તેમા બિલાવલ, બિહાગ, તોડી, સારગ વગેરેના સુદર જોડકા ચિત્રો છે મોગલ સમ્રાટો સલીમ, શાહજેહાન, ઔરગઝેબ વગેરેના છબીઓ પણ છે જેહાગીર–નૂરજેહાનની એક છબી અત્યત રૂપાળી છે સૂરતના એક આગલા નવાબની છબી પણ સચવાયેલી છે

આ ચિત્રો કદમા નાના છે અને તે જ તેનુ મહત્ત્વ છે કારણ ૧૨×૯ના નાનકડા મર્યાદિત ક્ષેત્રમા ચિત્રકારોએ નખ અને પીંછી દ્વારા અદ્ભુત કરામત કરી છે એના રગો અને સૂક્ષ્મતાઓ સમજવા સૂક્ષ્મદર્શક કાચની મદદથી જોવા રહે છે તે રીતે જ તેનુ મહત્ત્વ સમજાય છે આ ચિત્રોનુ રગરોગાન અતિશય તાજગીભર્યુ લાગે છે અને તેનુ કલાવિધાન આજે ય એટલુ જ આહ્લાદક છે

આ સઘળા ચિત્રો જૂના–લગભગ સાડીત્રણસો ચારસો વરસના જૂના હોવાનુ કહેવાય છે એકાદ બે ચિત્રો તો ઠેઠ સાતસો વરસના જૂના હોવાનુ જણાવાય છે અને તે દરેકની સાતસો સાતસો રૂપિયાની કિંમત અકાઈ છે એટલે એ આખો સગ્રહ હજારોની કિંમતનો થવા જાય છે કલાના કદરદાન કોટવાળે એ માટે કેવી બાદશાહી કિંમત ચૂકવી આપી હશે એની તો કેવળ કલ્પના જ કરવી રહી જે જમાનામા હિંદી ચિત્રકલાના સાચા

આદર્શો સમજાયા નહોતા, એનું હાર્દ પરખાયું નહોતું, ખૂદ દેશવાસીઓ ગોરી પ્રજાની વધારે વાસ્તવદર્શી કલાની ભુરકીમાં પડતા જતા હતા, તે જમાનામાં અરદેશર હિંદી ચિત્રકલાનું સાચું મૂલ્ય આંકી શકયા એ જ સ્પષ્ટ કરે છે કે એ એમના જમાનાના સંસ્કારમૂર્તિ હતા.

એ હતા અડગ ઈશ્વરવાદી. માન, મોટાઈ, વૈભવ, સત્તા એ સઘળું એમની સામે ચાલીને આવ્યું, પરંતુ સુખ અને સાહેબીના દિવસોમાં તે ઈશ્વરને ભૂલ્યા નહોતા. અરદેશર ધર્મિષ્ઠ હતા. સ્વામી સહજાનંદજી સાથેનો સંબંધ એ વાત સ્પષ્ટ કરે છે. એ વિષયની ચર્ચા એક જુદું જ પ્રકરણ માંગી લે છે. સ્વામીજીના પરિચય વડે એમના પર ઊંડી અસર થયેલી જણાય છે. સર્વધર્મસમભાવની સમજદારી સાથે છેવટ સુધી સ્વધર્મ પ્રત્યેની નિષ્ઠા ધરાવતા રહ્યા હતા અને નોકરીમાંથી નિવૃત્ત થયા પછીનો જીવનગાળો એમણે પારસી કોમની સેવામાં આપ્યો હતો.

આ થયા અરદેશરના જીવન સિદ્ધાંતો, પણ જે યાદગાર કામો કરી એ "બહાદુર"નું બિરૂદ પામ્યા, ઇતિહાસમા મહત્ત્વનું સ્થાન મેળવ્યું, વિલાયતના દિવાનેઆમમાં પણ ગવાયા, સર્વત્ર પ્રશંસાના પુષ્પ પામ્યા અને મહાવ્યક્તિ તરીકે સિદ્ધ થયા એ સઘળું હવે પછીના પ્રકરણોમાં જોઈશું.



ટિપ્પણ :

1. "The Cities of Gujarashtra," P. 125/6.

## પ્રકરણ ૪

### નગરપાળ

કોટવાળ તરીકે અરદેશરે સૂરતની જે અનન્ય સેવા બજાવી છે, તેનો જોટો સૂરતના નજદીકના ઈતિહાસમાં તો જડતો નથી. કોઈ ઝળકતા સ્મારકને અભાવે સૂરત એ સંગીન સેવાઓ ભૂલી ગયું જણાતું હતું. એમનું કાર્ય કેટલું મહાન હશે તેનો ખ્યાલ એટલા પરથી આવશે કે ગાયકવાડ જેવા રાજવીએ તેમને રૂપિયા પાંચ હજારના દરમાયાથી દીવાન તરીકે જોડાવા આમંત્રણ આપ્યું હતું, પરંતુ અરદેશરને તો પોતાના બાપિકા વતન સૂરતની સેવા બજાવવાના કોડ હતા. તેમને સૂરતની સુરત સુધારવી હતી, શોભાવવી હતી તેમને સૂરત અને સૂરતવાસીઓને ચોર લૂંટારાના ત્રાસમાંથી મુક્ત કરવાં હતા, તેમને સૂરતને તેના નામકામને જેબ આપતું ખૂબસૂરત અને સલામત બનાવવું હતું, એટલે ગાયકવાડનું આમંત્રણ એમણે પાછું વાળ્યું. હિંદના પ્રથમ પંક્તિના દેશી રાજ્યના દીવાનપદને સ્થાને એમણે સૂરત શહેરની કોટવાળી પસંદ કરી.

તે જમાનો આજના જેવો શાંત નહોતો. ગૂજરાતમાં ત્યારે ચોર લૂટારાનો ભારે ત્રાસ હતો એનું વર્ણન નીચેના અવતરણમાં

અપાયું છે:

"નર્મદા અને મહીના કીનારાના મુલકો અને નવસારીથી તે અમદાવાદ સુધીનો સઘળો મુલક તીરકામઠાવાલા ભીલોથી અને તરવારીઆ [તલવાર સાથના] બહાદુરોથી લુટાતો હતો. પીંડારી લોક કે જે વેલેસ્લીના લશ્કરથી વીખરાઈ ગયા હતા અને બાકીના રહીં ગયા હતા તે આ હતા. તેઓની નાની નાની ટોળી બની હતી અને તેના જુદા જુદા સરદારો પણ હતા તે લોકો એકદમ કોઈ શહેરમાં જઈને પઈસાદારને લુટી લેતા હતા અને ગરીબને પણ દુ:ખ દેતા હતા એટલું જ નહી પણ તેઓ નાહના નાહના વહાણોમા ખભાતથી દમણ સુધી મુસાફરી કરતા, અને દરીઆમાં લોકોને અને માલને લુટી લેતા હતા. તે વખતે સુરત તે તરફના કોશટા ઉપર પઈસાથી ભરપુર શહેર ગણાતુ હતુ, તેથી સુરત શહેરમા તો ને તેની આસપાસના દરીઆમા તેમનું ધારૂં હમેશ પડતુ"[1]

અગ્રેજના રાજ્યમાં ચોરલૂટારાનુ આ જોર અગ્રેજ અમલદારોને ઘણુ સાલતુ. લૂંટારાને જડમૂળથી ઊખેડી નાખવાને તેમણે ઘણી ઘણી હીકમત અજમાવી, પરતુ તેની અસર કામચલાઉ જ રહેતી ચોર લૂટારાના અસહ્ય ત્રાસનો ખ્યાલ એટલા પરથી આવશે કે તેઓ કેટલીક વેળા આગમચથી ચેતવણી આપીને છાપો મારતા અને ખૂ: શહેરના અગ્રેજ વડા અધિકારીના રહેઠાણની ખબર પણ લઈ આવ્યા હતા

સૂરતમા એન્ડરમન સાહેબ આવતાં તેમણે આ બાબત પર વધારે લક્ષ આપ્યુ અને ભિન્નભિન્ન યુક્તિઓ અજમાવી. એમના પ્રયાસો પણ નિષ્ફળ ગયા એટલે અરદેશરને ટાણુ

માર્યા કે, 'કોટવાળ, તમે પણ કાંઈ કરી શકતા નથી ?' આ ટાણો વીર અરદેશરના જીગરમાં નોંમરો ઊતરી ગયો. એ પડકારી ઊઠયા, "સાહેબ, હાથોહાથની બાજી આવી જાય ત્યા ચોર લૂંટારાના જાન લેવાની યા મારો જાન આપવાની મને સત્તા આપો અને આ અરદેશર છ માસમાં સૂરતને સલામત બનાવશે" મર્દને છાજતા આ વચન સાંભળી એન્ડરસન સાહેબના જીગરમાં આશા પ્રકટી અને તેમણે અરદેશરે માગેલી સત્તા બક્ષી.

જરૂરી સત્તા મળી જતાં કોટવાળે શહેરીઓની સલામતીની બાબત સત્વર હાથ પર લીધી તાલીમબાજ સૂરતીઓની ટોળી ઊભી કરી 'ગીસ્ત' ફરતાં કર્યા તેમણે એક ખાસ પોલિસદળ રચ્યુ એ દળનો દરેક સિપાઈ મજબૂત અને હથિયાર-કુશળ બને તે માટે જરૂરી તાલીમ આપી. એ દરેક પાસે એક સિસોટી અને જરૂરજોગા હથિયાર રહેતા

મહોલ્લાઓમા રાત્રે ચોકી કરવા માટે કોટવાળે દાંડીઆ [ દોડીઆ ] ની પ્રથા શરૂ કરી મહોલ્લે મહોલ્લે દાંડીઆ ડુમડુમડુમ કરતા ઢોલકી વગાડતા, સોરાબજી ને દોરાબજી, સોમાભાઈ ને પ્રેમાભાઈ, મનહરલાલ ને નટવરલાલ, એહમદભાઈ ને રહેમતભાઈ સઘળાને અધગતે મધરાતે બાગ પાડીને ચેતવતા. ડુમડુમડુમ અવાજ કરતી દાંડીઆની ઢોલકી ત્રાસેલી પ્રજાને શાત કરતી, તેમને નિરાત જીવે નિદ્રા લેવા સૂચવતી અરદેશરે દાંડીઆને પગાર અને બક્ષિસ પદરથી આપ્યા હતાં દાંડીઆની એ પ્રથા થોડેવત્તે અશે સૂરત અને આસપાસના વિસ્તારમાં આજે ય ચાલુ છે.

ચોર લૂટારાના વાસ કયા છે, દિવસના સમયે એ ક્યાં

ભરાઈ રહે છે, તેની અરદેશરે પૂરતી માહિતી મેળવી હતી. એ માહિતી મેળવવાનું કામ સહેલું નહોતું; એમાં જાન જવાનો ભય હતો. એ કામ માટે એમણે ઘણું નાણું વેડફ્યું. નાણાંની લાલચે એમણે કેટલાક ચોર લૂટારાને ફોડયા, તેમાંના કેટલાકને પોતાના પક્ષમાં લઈ લીધા અને પોતાના ખાતામાં જાસૂસ તરીકે નીમ્યા. એ જાસૂસો મારફતે અનેક બાતમી અગાઉથી એમને મળતી અને તેનો સરસ ઉપયોગ થતો.

જાસૂસીની પ્રથાનો એમણે ખૂબ જ અમલ કર્યો. હાથ નીચેના માણસો માટે વેશપલટાના પોશાક તૈયાર કરાવી તેમની મારફતે જાતજાતની માહિતી મેળવી. એ પોતે પણ છૂપા વેશે ઘણી વાર આબાદ પરાક્રમ કરી આવેલા. કહે છે કે કોટવાળ પાસે પોતાના અંગત ઉપયોગ માટે પાચસો જાતના વેશ હતા. એમા અતિશયોક્તિ જણાતી નથી કારણ કે આવા સમયમાં મોતજીવતની બાજી રહે છે સહેજ ભૂલચૂક થતાં જાન લેવાને ટાંપી રહેલા લૂટારાને હાથ માર્યા જવાનો સંભવ રહેતો વેશ-પોશાક માફક એમની પાલખીઓ પણ અનેક હતી. જુદે જુદે વખતે જુદા જુદા ઉપયોગમા આવી શકે એવી તેમાં ગોઠવણ હતી. કેટલાકમા તો એવી રચના રાખેલી કે તેથી અંદર રહ્યા રહ્યા દૂર દૂર નજર જઇ શકે.

તે વેળા સૂરતના બાર પરા ને બાર દરવાજા હતા એ દરેક દરવાજે એમણે ચોકી બેસાડી ચોકીદારો પોતાની ફરજ પ્રત્યે જાગ્રત છે કે કેમ તે જોવાજાણવાને એ રાત્રે છૂપા વેશમાં, મોટે ભાગે ઘોડા પર, પોતાના થોડાક વિશ્વાસુ આદમી સાથે આંટો મારી આવતા, ચોકીદારોની પરીક્ષા કરતા. અરદેશરની

આ ખબરદારીને કારણે સિપાઈઓ, ચોકીદારો અને દાંડિયા જાગ્રત રહેતા. એમાં સહેજે સુસ્તી ચલાવી લેવામાં નહોતી આવતી અને કંઈ કસૂર કરતાં કમબખ્તી જ આવતી.

અરદેશર માંડ એકાદ બે અંગરક્ષક સાથે ઘણી વેળા જાહેરમાં ફરતા જણાતા. જેના જાન માટે કાયમ ભય હોય તેની આ ટેવ નાદાનીભરેલી કહેવાય એમ ઘણા માનતા હતા, પરંતુ કોઈને જ માલમ હતું કે કોટવાળની આગળ પાછળ કે બાજુમાં રાહદારીરૂપે ચાલ્યા જતા આસામીઓ તેમના વેશધારી સિપાઈ જ હતા, જેઓ જરૂર પડયે તેમની આસપાસ ભેગા થઈ જવાને કે તેમના તરફથી જે હુકમ છૂટે તેનો અમલ કરવાને તૈયાર જ રહેતા. અરદેશરની આ યુક્તિની વાત પાછળથી બહાર આવી હતી તે જાણી અંગ્રેજ અમલદારો પણ મુગ્ધ થઈ ગયા હતા.

જે ચોર લૂંટારા અરદેશર કે તેમના માણસોના પંજામાં સપડાતા તેઓને સખત સજા થતી અને તેને લઈ કોટવાળના નામનો ભારી ત્રાસ બેસી ગયો હતો. કહે છે કે પોતાની રોજિંદી અનેક ફરજોમાંથી પણ વખત મેળવીને એ રોજ બે ફેરા બંદી-ખાને ખાતા અને બદમાશો પાસે બરાબર મજૂરી કરાવવામાં આવે છે કે નહિ તેની તપાસ રાખતા. બ્રિગ્ઝ જણાવે છે કે "અરદેશરે જેલના નિયમો અને રહેણીકરણી ફેરવી ને સુધારી બ્યા, અને વળી કેદીઓનાં મન સારા કામકાજમાં ગૂંથાયેલા રહે એટલા ખાતર કાગળનું એક કારખાનું પણ જેલની સાથે જોડયું, અને વળી રસ્તાઓ પણ સુધરાવ્યા."[2]

એમના નામથી ચોર કેમ ધ્રૂજતા તેનો એક જાણવાજોગ દાખલો નોંધાયો છે.

એક વેળા આશરે બાર માણુસો કીમ નદી ઓળંગી ભરૂચથી સૂરત આવતા હતા. માર્ગમાં તેઓ ભીલોના પંજામાં સપડાયા. ભીલોએ તેમનો અવેજ લૂંટી લીધો, પરંતુ મોટો અવેજ ન મળ્યાથી તેમણે ભરૂચના એકાદ શરાફ પર રૂપિયા પાંચસોની હુંડી લખી આપવાને દબાણ કર્યું અને હુંડી વટાવાય ત્યાં સુધી એક માણસને બાન તરીકે રાખવા જણાવ્યું. એવામાં દૂર અવાજ સંભળાયો અને ઘોડેસ્વારો આવતા જણાયા. લૂંટણગીરીની ગંધ અરદેશરને પહોંચી હશે એટલે તે પોતાને પકડવા આવતા હશે એમ ધારી ભીલો બધું પડતું મેલી ભાગી ગયા. અરદેશર કોટવાળના નામનો ત્યારે આવો ત્રાસ હતો.

પરતુ સામી ઝુંબેશ જમાવી શકે એવો પણ એક જણ નીકળેલો. એ હતો ભીલોનો-ચોર લૂટારાનો સરદાર. અરદેશર પર કીનો લેવાને તે ટાપી રહ્યો હતો અને અસલી શૂરા બહારવટિયાને છાજે એવી રીતે તેણે કીનો લેવાનો નિર્ધાર કર્યો. તેણે કોટવાળને કહાવ્યુ કે હુ અમુક સમય દરમિયાન તારા ઘરમાં દાખલ થઈશ, તારી શક્તિ હોય તો મને અટકાવજે. ભીલો ત્યારે કહ્યું કરતા એ અરદેશર જાણતા એટલે એમણે બદોબસ્ત રાખ્યો.

છતા ભીલ સરદાર કોટવાળના મકાનમા દાખલ થયો. અરદેશરને એની ગંધ આવતાં જ ઘરમા કોઈને ચેતવ્યા વિના પાયખાના દ્વારા એ ઘર બહાર નીકળ્યા. ભીલ શોધ કરતો કરતો અરદેશરના ઓરડામા આવ્યો. પથારી ગરમ લાગતાં શિકાર તુરતનો જ ભાગી ગયેલો હોવાનુ તેને સમજાયું. એ આખા મકાનમા ફરી વળ્યો. અરદેશરના કુટુંબીઓને તેણે ઊંઘતા જોયાં. એ ભીલ પણ મર્દબચ્ચો હતો. એણે તેમને હાથ ન લગાડયો.

એને તો અરદેશર સાથે જ વેર હતુ ને? કોટવાળને નક્કી છટકી ગયેલા માની ભીલ સરદાર પાછો ફર્યો, પણ પરસાળમાં આવતા ચમકી ગયો ઘરમાં પેસતાં એણે બારણાં ખુલ્લાં રાખ્યાં હતા, અત્યારે તે બહારથી દેવાઈ ગયેલાં માલમ પડયાં સરદાર ઘેરાઈ ગયો હતો સિપાઈ ટૂકડી સાથે એણે અરદેશરને જોયો. ઝપાઝપી જામી, પરતુ શૂરો સરદાર જીવતો પકડાય એવો નહોતો અરદેશરે એને અભયદાન આપ્યુ એટલે તેણે તલવાર મૂકી દીધી.

આવા શૂરા તે સમયના ભીલ ને લૂંટારા હતા ભલભલા અમલદાર એમનાથી હારે એમા શી નવાઈ? એમને જેર કરનાર તો અરદેશર જ મળ્યા

તરેહવાર યુક્તિથી એમણે લૂટારા–પીંઢારાનુ જોર તોડી નાખ્યુ ને સૂરતની પ્રજાને ખુલ્લે બારણે સૂતી કરી એમણે જેમ કહેલુ તેમ આ કામ છ માસમાં નહોતુ પૂરૂં થયુ, તે માટે વધારે સમય લાગ્યો હતો પણ સૂરતને સલામત બનાવી તેની પ્રજાને ઉઘાડે બારણે સૂતી કરીને જ એ જપ્યા "અરદેશરની કોટવાળીના અમલમા બારણા વાસવાના ન હોય" એ એમનુ કહેલુ હતુ રાત્રે જયારે એ રોન ફરતા ત્યારે જ્યા બારણા બધ જુએ ત્યા તે ઉઘડાવતા અરદેશરને જોઈ પ્રજામા હિંમત આવતી અને લોકો તેમના કહેવા મુજબ અમલ કરતા

ચોર–લૂટારા અને ભીલના નામ માત્રથી ડરતી પ્રજાને આમ અરદેશરે નીડર બનાવી.

એન્ડરસન સાહેબને આપેલુ વચન વીર અરદેશર કોટવાળે

પાળી બતાવ્યું.

●

<u>ટિપ્પણ:</u>

૧. "સુરત શહેરના ખા. બ. અરદેશર કોટવાલ" (૧૮૭૨), પૃ. ૪૪.
૨. "The Cities of Gujarashtra," Page 123.
3. Gazetteer of the Bombay Presidency, Vol. IX, Part II, Page 199.



## પ્રકરણ ૫
## સંકટની ઘડીએ

ચોર-લૂંટારાનો ત્રાસ નાબૂદ કરી, પ્રજાને ઉઘાડે બારણે નિદ્રા લેતી કરી અરદેશર કોટવાળે સૂરતના ઈતિહાસને ચોપડે અપૂર્વ સેવા કરી છે અને એને લઈને જ એમનું નામ અમરત્વને પામત, પરંતુ એમનુ કાર્ય એટલામાં મર્યાદિત થયું નહોતું. બીજી અનેક દિશામાં એમણે પોતાના શહેર અને તેની પ્રજાની ખરા દિલથી ખિદમત બજાવી છે અને તે પ્રત્યે આ પ્રકરણમાં નજર નાંખીએ.

તા. ૨૧મી સપ્ટેમ્બર ૧૮૨૨ નો દિવસ સૂરતની તવારીખમાં એક ભયાનક આફતના દિન તરીકે મશહૂર થયો છે. એ દિવસ તે '૨૨ની ભયંકર રેલનો દિવસ. રેલનાં પાણી શહેરના લગભગ સઘળા જ ભાગ પર ફરી વળ્યાં હતાં-જાણે દરિયો જ થઈ રહ્યો હતો. પાણીનો એ જોશીલો પ્રવાહ જોઈ કેટલાકે તેને 'મહાજગત રેલ' તરીકે પણ ઓળખાવી છે.

સૂરત શહેરના બાર દરવાજામાંથી અગીયાર તો પાણીમાં સાવ બૂડી ગયા હતા. માત્ર સૈયદપરાનો દરવાજો જ કાંઈક સલા-

મત હતો ને ત્યાં આગળ છ દિવસ અને છ રાત ખડે પગે હાજર રહી અરદેશર કોટવાળે સુરતની પ્રજાના રક્ષણ અર્થે પોતાથી બનતું કર્યું. "પારસી પ્રકાશ" જણાવે છે કે:

"આએ વર્ષમાં ગુજરાત ભણી પુષ્કળ વરસાદ પડયાથી સુરત તથા ભરૂચમાં તેમજ તેમની આસપાસના ગામોમાં મોટી રેલો આવી હતી, જે "માહાજગત રેલ"ને નામે આજ સુધી જણાયલી છે........

એજ પ્રમાણે તા. ૨૧ મી સપ્ટેમ્બરે સુરતમાં પાણી ચઢી વલ્યાં હતાં, અને ત્યાંનાં ૧૨ દરવાજા મધેથી ૧૧ દરવાજા રેલનાં પાણીથી ભરાઈ ગયા, અને ફક્ત શઈયદપરાંની ભાગલનો એક દરવાજો સલાંમત હતો. સુરતનાં પરાંનાં ઘણાં લોક આ રેલમાં ઘસડાઇ જતે પણ ત્યાંનાં કોટવાલ ખાંનસાહેબ અરદેશર ધનજીશાહે છ દિવસ અને રાત ભારે મહેનત તથા ખરચ કરી ખુદ પોતે શઈયદપુરી ભાગલ આગલ બેસીને ઠેકાંણે ઠેકાંણે મછવા મોકલાવીને હજારો આદમી ડુબી જતાં બંચાવ્યાં, તથા તેમને ખોરાકપાણી પહોંચતો કીધો હતો."[1]

આ રેલની આફતના પ્રસંગ પર અરદેશરે પ્રજાની બજાવેલી ખિદમત સંબંધી એક લોકકવિએ કહ્યું છે કે:

"પાણી આવ્યા લક્કડકોટ
રાજા ઓવારે નહિ ખોટ
ગુજરી ઓવારે થઇ દોટ
પાણી છલ્લાછલ રે
સૈયદપુરાને બસ માફી
બાકી આખી નગરી માપી

રેલે જાત બતાવી આપી
કર્યો હાહાકાર
સારું સુરત જળજળાકાર
બધે ચાલે છે પોકાર
કોણ બચાવે એ માર
વીર અરદેશર
ત્યારે છ છ રાત્રી જાગે
છ છ દહાડા ભુખસુખ ત્યાગે
ખડા રહીને જાન બચાવે
વીર અરદેશર
એણે મછવા ભરાવ્યા
એણે ખાનપાન વહેંચાવ્યા
હજારોના જીવ બચાવ્યા
વીર અરદેશર"

નર્મદ જેને "સુરત, મુજ ઘાયલ ભૂમિ" કહી સંબોધે છે એ સૂરત આગ અને રેલથી સાચે જ ઘવાયેલું શહેર છે મુંબઈની બદરી મહત્તાને બાદ કરતા સૂરતની જાહોજલાલીને જમીનદોસ્ત કરવાનો અપયશ આગ અને રેલને માથે જ છે એટલે જ કવિએ "સુરત" વિષેની તેમની અતિ પ્રખ્યાત કવિતામાં કહ્યું છે કે

"સત્તર સત્તાવીસ, સનેમા રેલ જણાઈ,
બીજી મોટી તેહ, જાણ છોત્તેરે ભાઈ
એનિ સાથ વટોળ, દશા બેઠી બહુ રામી,
દૈવકોપનૂં ચિહ્ન, સુરત તૂં થઇ નિરાસી !

સુડતાળો રે કાળ, સને સત્તર એકાણું;
સત્તાણુંમાં રેલ, બળ્યૂં મારૂં આ ગાણું !
સાઠો બન્ને કાળ, ચારમાં સને અઢારે;
બારે મોટી આગ, એકવીસે પણ ભારે.
બાવિસમાં વળી રેલ, આગ મોટી સડતીસે;
એજ વરસમાં રેલ, ખરાબી થઇ અતીસે.
દસેક બીજી આગ, ઉપરનીથી જો ન્હાની,
તો પણ બહુ નુકસાન, વાત જાએ નહિ માની."[૨]

'૨૨ની મોટી રેલ પછી દોઢ દાયકે તા. ૨૪ મી એપ્રિલ ૧૮૩૭ને દિને સૂરતે ભયંકર આગનો અનુભવ મેળવ્યો. માછલીપીઠના લત્તામાં અગ્નિદેવ પ્રગટ થયા, જોતજોતામાં પાંચ ઘર ભરખી ખાધાં ને એ ખોરાકથી પુષ્ટ બની શહેરમાં હાહાકાર વર્તાવ્યો. લાગલાગટ ત્રણ દિવસ સુધી કહેર વર્તાવી આ રાક્ષસી આગે લગભગ અડધોઅડધ સૂરત પાયમાલ કર્યું. આ ભયંકર આગનું આંખજોયું વર્ણન આપણા સૌથી પુરાણા અખબાર "મુંબઇ સમાચાર"ના તા. ૩૦–૪–૧૮૩૭ ના અંકમાં જળવાયેલું છે.

શહેરના કોટવાળ અરદેશરને માથે એ વેળા બેવડી જવાબદારી આવી પડી. એક તરફથી આગ બુઝાવવાની ગોઠવણ પર ધ્યાન આપવું, બીજી બાજુ ઘરબાર અને અન્નવસ્ત્ર વિનાનાં થઇ પડેલાં હજારો પ્રજાજનોની રાહત માટે પ્રયાસ કરવો–ને બન્ને કામ એમણે કર્યાં–જોશપૂર્વક ને જશપૂર્વક. સૂરતની કારમી કસોટી રૂપ એ દાવાનળના દુઃખિયારા દિવસો દરમિયાન તેના કર્તવ્યપરાયણ કોટવાળે જે જહેમત ઊઠાવી તેને પ્રજાએ ભાવ-

ભરી અંજલિ આપી છે.

"ગુજરાતં મિત્ર હીરક મહોત્સવ અંક"માં નિર્મળદાસ બાવાએ રચેલી સૂરતની મોટી આગની લાવણી પ્રસિદ્ધ થઈ છે તેમાં એ આગનું અસરકારક વર્ણન આપવામાં આવ્યું છે. લાવણી સાત કડીની છે. નીચલી છઠ્ઠી કડી અરદેશર કોટવાળે એ પ્રસંગે અર્પેલી સેવા સંબંધી છે:

"એસા ગજબ મત પડિયો કીન પર,
હુવા અગાધ પ્રગટી જ્વાલા
બારે કોસ અંગારે પોંહિચે,
ત્રીશ કોસ ભયા ઉજીયાળા
દોહોરે બબે ચલતા પાની,
જેસા તેલ અગ્નીમે ડાલા
પ્યાદે લે કોટવાળ ખડા રહા,
અરદેશર ટોપીવાળા
દો રાત દિન ચલે પાંઉસે,
સબ રયત કા હોએ ભલા
સદા રહેમત એસે મર્દોકુ,
સાહેબ આગે નહીં ચલા
અમર નામ ટોપીવાળોકાં,
વિલાયત કે અંદરે?
નિરમલ નથ્થ કીઆ ભસ્મ જલાકર
સારા શહેર પ્રલયકારે"[૩]

ઐતિહાસિક બનેલી આ ભયંકર આગના મારમાંથી સૂરત મુક્ત થાય ત્યાં તો સન.૧૮૪૨માં એ ફરી એના ખપ્પરમાં

સપડાયું. સ્વામીનારાયણનું મંદિર અને અનેક ઘરો એમાં ભસ્મીભૂત થયાં હતાં સૈયદપુરા, સલાબતપુરા અને નાનપુરામાં એ આગે વિનાશ વર્તાવ્યો અને કાણુમાં ભારે તકલીફ પછી જ આવી. કોટવાળ અરદેશર આ વેળા ય પ્રજાની સેવામાં ખડેપગે રહ્યા હતા અને કુદરતે વરસાવેલા દુઃખનો ડંખ મોળો કરવા પોતાથી બનતું સઘળું કર્યું હતું.[૪]

વળી પાછા સન ૧૮૪૮માં લીમડાચોક અને બરાનપુરી ભાગોળના વેપારી લત્તા આગમાં સપડાયા, ચારસો મકાનો બળી ખાખ થયાં. તે વેળા અરદેશર ઓદ્ધા પર નહોતા. સરકારી નોકરીમાંથી તેઓ નિવૃત્ત થઇ ચૂકયા હતા પરંતુ એ નિવૃત્તિ પ્રજાસેવાથી વિમુખ કે તે તરફ ઉદાસીન બનાવી ન શકી. તે ગાળાના શહેરના કોટવાળ બેજનજી પાલણજી અને મદદનીશ કલેકટર રોબર્ટસન સાહેબ સાથે રહી પ્રજાના જાનમાલની રક્ષા અને રાહત અર્થે એમણે ભારે જહેમત ઊઠાવી.

સૂરતની એ ઈતિહાસમશહૂર જીવલેણ આગો અને રાક્ષસી રેલો વેળા અરદેશર કોટવાળે સૂરતની પ્રજાની જે તનતોડ સેવા કરી તેની સર્વત્ર પ્રશંસા થએલી દીસે છે અને પ્રજાની એમના પ્રત્યેની આભાર ઉપકારની લાગણી પ્રસંગાધીન રચાયેલાં કાવ્યો, ગરબા, લાવણીઓ વગેરેમાં સારી રીતે વ્યકત થઇ છે. સરકારે તો એ માટે એમને અનેક વેળા માનપાનથી નવાજેલા ને તેની વિગતો આપણે હવે પછી જોઇશું. પરંતુ સૂરતમાંથી ચોર લૂંટારાનું નિકંદન કાઢવા અને આગ અને રેલ વેળા પ્રજાની ખિદમત કરવા ઉપરાંત એમણે બીજી દિશામાં પણ ઘણી સારી સેવા કરી છે. ગરીબો પ્રત્યેની એમની દિલસોજી અને મીઠી લાગણીનો

એ જ પુરાવો છે.

એ જમાનામાં સૂરત શહેરમાં તાબૂતના પ્રસંગે વાતાવરણ ગરમ થઈ જતું અને જાહેર શાંતિ ભયમાં આવી પડતી. એક પ્રસંગે કેટલાક હુલ્લડખોર રાતાતાતા થઈને અરદેશર પર પણ ધસી આવેલા પરંતુ તેથી ડરી ન જતાં એમણે એ બાબતમાં ચાંપતા ઈલાજ લીધા અને કેટલોક બંદોબસ્ત કરાવ્યો જે આજ પર્યંત ચાલુ રહ્યો જણાય છે. એ પછીથી તાબૂતના પ્રસંગે થતા બખેડા શાંત થઈ ગયા અને આ ધાર્મિક ઉજવણી શાંતિથી પસાર થવા લાગી.

તે જમાનામાં ઘડિયાળોની છૂટ નહોતી અને ગરીબ કામદાર વર્ગને સમય જાણવાનું કશું સાધન નહોતું. શહેરીઓને વખત જાણવાની અગવડ રહેતી ને એ મુશ્કેલી ટાળવા સરકારે એવી ગોઠવણ રાખેલી કે દરરોજ બપોરના બાર વાગ્યે તોપ ધડાકો થાય. સૂરતના કિલ્લામાંથી આ ધડાકો થતો અને તે ફરજ લશ્કરી પલટણ પર નખાયેલી. પ્રજા લાભાર્થે અરદેશરે 'રીજમીટ' સંબંધી સરકાર દ્વારા કેટલાક ફેરફાર સુધારા કરાવ્યા, જેથી ચીઢાયેલા લશ્કરીઓ કિલ્લામાની તોપ ઉપાડી પોતાની છાવણીમા લઈ ગયા. પરિણામે બપોરના બાર વાગ્યે સંભળાતો તોપ ધડાકો બંધ થયો. એથી ગરીબ પ્રજાની વખત જાણવાની અગવડ વધી પડી. રૈયતે કોટવાળ સમક્ષ ફરીઆદ કરી. અરદેશરે પ્રજાને દિલાસો આપી એ કામ માથે લીધું.

અરદેશર કોટવાળના બોલનું માન ભારે હતું. સરકારમાં એમણે કરેલી ફરિઆદે-ધારી અસર કરી ને તોપ ફરી સૂરતના કિલ્લામાં સ્થાન પામી. આમ હાર્યાથી ખીજાયેલા લશ્કરીઓએ

પોતાની છાવણીના સ્થાનેથી કિલ્લામાં જઈ તોપ ફોડવા ના પાડી. એવી અવગણના સાંખી શકે એ અરદેશર ન હોય. લશ્કરી ખાતામાં એમનો અવાજ પહોંચ્યો, તેની અસર થઈ અને એ જ પલટણ દ્વારા રોજ બપોરે તોપ ફૂટવી ફરી શરૂ થઈ.[૫]

આજે સાધારણ લાગતી આ બાબત પ્રજા અવાજની સીધી ને જ્વલંત ફ્-તેહ હતી. ગરીબોની ફરીઆદ-મુશ્કેલી દૂર કરવાને અરદેશરને દિલે કેટલી દાઝ હતી એ આ દૃષ્ટાંત પરથી સમજાય છે. એવા બીજા દાખલા પણ જડી આવે છે અને તેમાંથી એકાદબેનો નિર્દેશ પાછલા ભાગમાં કર્યો છે. આ દૃષ્ટાંતનું મહત્ત્વ એટલા માટે વિશેષ છે કે તે પરથી સરકાર દરબારમાં એમનો દરજ્જો કેવો હતો તે પણ સમજાય છે; કેમકે આ ખટપટ લશ્કર સાથે હતી. સામાન્ય રીતે સરકાર લશ્કરી અમલદારોનું માન રાખે છે પણ અહીં તો અરદેશરનો અવાજ ફાવ્યો કારણ એમનો પોકાર ન્યાયી હતો, ગરીબોના હિતાર્થે હતો.

એક સદી પૂર્વે કેળવણીના ક્ષેત્રમાં પ્રજા ઘણી પછાત હતી અને તેને લઈ વાચનનો શોખ ન જેવો હતો. તે સમયના એક સંસ્કારી સજ્જન તરીકે અરદેશરને આ સ્થિતિ ખૂંચતી. પ્રજાને જ્ઞાન માટે પિપાસા થાય, નવું નવુ જાણવાને તેને મન થાય, શિષ્ટવાંચન મેળવવા તેનામાં તૃષા જાગે એમ એ ઈચ્છતા અને તેથી સન ૧૮૩૮ના સપ્ટેબર માસમાં સૂરતમાં વલંદાવાડ [Dutch Road] આગળના સરકારી મકાનમાં પુસ્તકાલય નામે 'Surat Native Library and Reading Room'" સ્થાપવામાં

એમણે આગેવાની લીધેલી.[૬] વલદાવાડમાંનું એ પુસ્તકાલય અગ્રેજી પુસ્તકો ધરાવતું ને તેની સ્થાપનામા મીર જાફરઅલીખાને પણ રસ લીધેલો. "ગુજરાત મિત્ર હીરક મહોત્સવ અંક"માથી એવી માહિતી મળે છે કે "ઈ. સ ૧૮૫૦ માં એન્ડ્રુસ લાયબ્રેરીની સ્થાપના થઈ.[૭] એની સાથે એક અગ્રેજી પુસ્તકખાનુ જે મીર જાફરઅલીખાન અને શેઠ અરદેશર બહાદુરની મદદથી વલદાવાડમાં હતું, તે જોડાઈ ગયુ છે."[૮]

વલદવાડમાના પુસ્તકાલયની સ્થાપનાની નર્મદ જુદી જ તારીખ આપે છે કવિ લખે છેઃ

"સને ૧૮૨૪ મા ડાકટર કારની ઉસકેરણીથી અને મીર જાફરઅલીખાન બાહાદુર તથા અરદેશર ધનજીશાહ બાહાદુરની મદદથી એક અગ્રેજી પુસ્તકખાનું વિલંદાના બદરમાં નિકળ્યું જે હાલ એન્ડ્રુઝ લાઇબ્રેરી સાથે જોડાઈ ગયું છે"[૯]

સૂરત પડખે આવેલા દેશી રાજ્યોની માહોમાંહેની તકરારો તથા સૂરત કોઠી સાથેની તકરારોમાં અરદેશરના પ્રતાપી પૂર્વજોએ મહત્ત્વનો ભાગ ભજવેલો અને તે ચીલો અરદેશરે પણ જાળવ્યો. ધરમપોર-સચીન સાથનો અંગ્રેજ સરકારનો નાતો સુધારવામા અને સૂરતના નવાબ સાહેબના વારસો વચ્ચે ચાલતા ટંટો બાબતમા નિરાકરણ એમણે આણી આપેલું અને એ કુશળતાએ એમને ઘણી નામના ને પ્રતિષ્ઠા અપાવી.

'અરદેશર મુંબઇના ગવર્નર સાહેબના 'દેશી આડતિયા'ના હોદ્દા પર હતા ત્યારે ધરમપોરના રાણાની આર્થિક ગુંચવણોનો એમણે એવો સરસ ઉકેલ કાઢી-આપ્યો કે તે હિંદુ રાજવીએ, એ પારસીએ ઉઠાવેલી મહેનતની કદરદાનીમાં રૂપિયા એ કુશ-

રની વાર્ષિક આવકવાળું એક ગામ ફડાક દઈને બક્ષિસ તરીકે આપવા માંડયું. પણ અરદેશરે તે સ્વીકારવા ના પાડી. તે પરથી રાણાએ એ બાબતમાં વચ્ચે પડવા મુંબઇ સરકારને લખ્યું, પણ મુંબઇ સરકારે તે વિષે ના જ લખી.'[૯]

જગતનો ઈતિહાસ જણાવે છે કે લડવૈયાઓ, શૂરવીરો, જાનફેશાનીના ખેલાડીઓ સાધારણ રીતે રચનાત્મક કાર્યો કરવામાં કાબેલ કે વ્યવહારકુશળ નથી હોતા. શાંતિના કાળના વ્યવસ્થાકાર્ય માટે જોઈતું માનસિક ઠરેલપણું ને દૂરંદેશી લશ્કરી ને લડાયક જોશ સાથે વિસંગત મનાય છે, પરંતુ અરદેશર કોટવાળે તો જાન જોખમમા નાખનારી ફરજો સાથે શહેરી હિતના બીજા અનેક રચનાત્મક કામોમાં ખૂબ કાર્ય કર્યુ છે. સરકારી ઓદ્ધા ઉપરાત એઓ સુધરાઈના ઉપપ્રમુખ, પારસી પંચાયતના પ્રમુખ અને પાજરાપોળ સમિતિના સભ્ય હતા.[૧૦] "દરેક સરકારી કામમા તેમની સલાહ લેવામા આવતી"[૧] સુધરાઈના ઉપપ્રમુખ તરીકે શહેર સુધારણાની બાબતમા એ ઘણો રસ લેતા. તાપી નદીમા એક નહેર બાધવા સબધી અગ્રેજ ઈજિનેરોએ એમની સલાહ અને સાહાય્ય માગી હતી. રસ્તા સુધારવાના વિષયમા એમણે ઘણુ લક્ષ આપ્યુ હતુ. સૂરતથી ડુમસ સુધીનો ધોરી રસ્તો એમની દેખરેખ હેઠળ બધાયો અને કહેવાય છે કે એ મહામાર્ગ એમણે પદર ખર્ચે બધાવ્યો હતો.

પ્રજાની સગવડ અર્થે અંગત ખર્ચે નવા રસ્તા બધાવનારા અને જૂના સમરાવનારા સભસદો કેટલી સુધરાઈઓ આજે બતાવી શકે તેમ છે ?

❂

## ટિપ્પણ :


૧. "પારસી પ્રકાશ," દફતર ૧, ભાગ ૨ (૧૮૭૪), પૃ ૧૬૩
૨ સુરતની મુખતેસર હકીકત" (૧૮૬૬), પૃ ૫૮
૩. "ગુજરાતમિત્ર હીરક મહોત્સવ અંક" (૧૯૨૩), પૃ ૧૫૩.
૪ "મુબઇ સમાચાર," તા ૧૦–૩–૧૮૪૨.
૫ "સુરત શહેરના ખા૦ બ૦ અરદેશર કોટવાલ" (૧૮૭૭), પૃ. ૫૯/૬૦.
૬ "Bombay Courier", 27–11–1838
૭ "ગુજરાત મિત્ર હીરક મહોત્સવ અંક' (૧૯૨૩), પૃ ૨૧૫.
૮ "સુરતની મુખતેસર હકીકત' (૧૮૬૬), પૃ ૩૩.
૯ 'The Cities of Gujarashtra," Page 125
૧૦ "મુમઇ સમાચાર," તા ૨૩–૨–૧૮૫૬
૧૧ "ગુજરાત મિત્ર હીરક મહોત્સવ અંક" (૧૯૨૩), પૃ ૨૧૯




## પ્રકરણ ૬
## વિખરાયેલાં મોતી

અરદેશરને લગતા પુષ્કળ રસીલા પ્રસંગો કર્ણોપકર્ણ પ્રાપ્ત થાય છે તેમાંના કેટલાક ટાંકીશું. આ પ્રસંગો માટે પુરાવાનો આધાર નથી, ન હોઈ શકે, પરંતુ કોઈપણ પ્રકારના બીજરૂપ બનાવ વિના આવી વાતોની ઉત્પત્તિ થતી નથી એ દૃષ્ટિએ એ પ્રસંગો પાછળ થોડોવત્તો પણ ઇતિહાસ રહેલો જ છે એમ માનવું પડે. એમાં અતિશયોક્તિ હશે, મીઠુંમરચું હશે, રંગ-રોગાન હશે, પણ પ્રજાના પ્રેમ અને પ્રશંસા–ભક્તિભાવમાંથી ઉપજેલાં એ રંગરોગાનને વટાવી આરપાર નજર કરવા મથીએ તો એમાંથી અરદેશર કોટવાળની નિડરતા, દોલેદિલી, ચંચળાઈ, ટેકીલાપણું, ખર્ચાળપણું વગેરે ગુણ–લક્ષણો માટેનો ખ્યાલ અવશ્ય મળે છે.



સૂરતમાંથી ચોર લૂંટારાનો ભય લગભગ નાબૂદ થઈ ગયા પછી એક દિવસ અરદેશર અને સૂરતના અંગ્રેજ ન્યાયાધીશ ફરવા નીકળ્યા. ફરતા ફરતા શહેરથી દૂર નીકળી ગયા એટલે

સાહેબે જરા મજાકમાં પૂછ્યું કે: "કોટવાળ, હાલમાં તમારી સાથે બે જ માણસ છે, હમણાં જ લૂંટારાઓનો હુમલો આવી પડે તો તમે શું કરવાના હતા?"

કશો પ્રત્યુત્તર ન આપતાં અરદેશરે પાછળ ચાલતા હજૂરીઆ તરફ કંઈક અર્થસૂચક નજર ફેંકી. એ નજરમાં રહેલો મૂંગો હુકમ તે સત્વર પામી ગયો. તરત તેણે સિસોટી મારીને મિનિટેકમાં તો પચાસેક માણસ ત્યાં આવીને ખડા રહી ગયા! એ વેળાએ આસપાસમાં રસ્તે ચાલતા રાહદારીઓમાંના જ ઘણા છૂપા પોશાકમાં કોટવાળના અંગરક્ષકો હતા!

અરદેશરનો આવો પાકો અને વ્યવસ્થિત બંદોબસ્ત જોઈ ન્યાયાધીશ ચકિત થઈ ગયા!

*

એક વેળા અરદેશર પાલખીમાં બેસી જતા હતા. ભીટ લૂંટારાની એક ટોળી બરોબર લાગ જોઈને પોતાની પાછ લાગી છે એવી ખબર તેમને રસ્તામાં મળી. સ્થળ, સમ સંજોગ વગેરે જોતાં અરદેશરને પાછા ફરવાનું ને તેમનો સામન કરવાનું સલામત ન લાગ્યું, એટલે બીજી જ યુક્તિ અજમાવ પાલખીમાંથી ઊતરી જઈ એક ભોઈનો પોશાક પોતે ચઢા દીધો ને પાલખીને ખભો માર્યો. પાલખી ખાલી જોતાં લૂંટાર ઓએ અરદેશર ક્યાં છે તે માટે ખુલાસો માંગ્યો. કોટવાળ ચોરે છેટે ઊતરી ગયેલા હોવાનું જણાવતાં તેઓ તે તરફ દોડ્યા

કોટવાળને થાપ આપવાને ચોર લૂંટારા ચિત્રવિચિત્ર યુક્તિ અજમાવતા, તેમાંથી એકાદ નમૂનો આપીએ.

તીરકામઠાં અને તલવાર સાથે ભીલોની એક ટોળી સૂરત પર ધાડ પાડવાને ટાંપી રહી હતી, પરંતુ અરદેશરના ચાંપતા બંદોબસ્તને લઈ તે શહેરમાં દાખલ થઈ શકતી નહોતી. શહેરના દરવાજાના ચોકીદારોને બહારના આસામીઓને અંદર દાખલ કરતા પહેલા બરોબર તપાસ કરવા કાયમી ફરમાન હતું, એટલે તેઓ પણ ખબરદાર રહેતા.

એક દિવસ મોડી રાત્રે ઘાસની મોટી ગંજીઓ સાથનાં ગાડા શહેરની એક ભાગોળે આવી ચઢયાં અને સવાર પડે તે પહેલા જ શહેરમા દાખલ થવા આગ્રહ કરવા લાગ્યા. દરવાજા પરનો એક નાયક અરદેશર પાસે દોડયો નાયકની વાત વિગતે સાંભળી કોટવાળને શક પડયો. ભાલા લાકડીઓ સાથે સજ્જ થએલા સિપાઈઓને લઈ વીર દરવાજે જઈ પહોચ્યો. દરવાજો ખોલાની પોતાના માણસો સાથે બીજી બાજુ જઈ તેમણે ઘાસની ગંજીમા ભાલા અને લાકડીઓ ખોસી તપાસ લીધી. ઘાસની પુળીઓ નીચે ભીલો સંતાયેલા હતા અરદેશરના સિપાઈઓના ભાલા ભોંકાવા લાગતા તેઓ ચીચીયારી પાડી ઊઠયા ને ઝીલાઈ ગયા

કોટવાળ બહાદુરની ચકોર દૃષ્ટિનો આ સ્પષ્ટ પુરાવો છે. એમની ગેરહાજરીમાં તે દિને ભીલોએ સૂરતમા હાહાકાર વર્તાવ્યો હોત અને અરદેશરની સદાજાગત કોટવાળીને કલંક લગાડયુ હોત.

*

સૂરતના નવાબ સાહેબ સાથે અરદેશરને ગાઢ મિત્રાચારી હતી. પરસ્પર જવું આવવું પણ વારવાર થતું. એક વેળા દીવાન વલીમોહમદ પર નવાબ કોઈક કારણે ખફા થયા અને જાતે જ તેનો જાન લેવાનો મનસૂબો કર્યો. વલીમોહમદને ખબર પડી એટલે મહેલમાંથી કોઇક રીતે નાસી છૂટયો અને અરદેશરના વડા ભાઇ પીરોજશા બહેરેમંદખાનને ત્યાં જઈ પોતાને આશરો આપવા કાકલૂદી કરી. પીરોજશાએ તેને કાતરિયામાં સંતાડી દીધો.

નવાબે કેટલાક માણસો સાથે દીવાનનો પીછો પકડયો, શોધ કરતા કરતા પીરોજશાને મકાને આવ્યા અને વલીમોહમદને હવાલે કરી દેવા ફરમાવ્યું તેમને વાતચીતમા રોકી પીરોજશાએ પોતાના ભાઈ અરદેશર કોટવાળને બોલાવી મગાવ્યા. કોટવાળે આવી નવાબ સાહેબની બધી વાત સાંભળી અને પછી કહ્યુ હાલ આપ પાછા પધારો, બધું થઈ રહેશે.

આથી નવાબ સાહેબ રાતાપીળા થઈ ગયા. વીર અરદેશરે તેમને સ્પષ્ટ વાણી સંભળાવી કે: "નવાબ સાહેબ, આપ મારા પિતા સમાન છો, પરંતુ આજે તો મારું કહ્યુ માનવુ જ પડશે." અરદેશરની આવી મક્કમતા જોઈ નવાબના માણસોએ નવાબ સાહેબને શાંત પાડયા અને તેઓ પાછા ફર્યા.

નવાબ સાહેબ જેવા સત્તાધીશ અને પોતાના મિત્રની અયોગ્ય માગણીને આમ હિંમતભેર અવગણી કુનેહથી કોટવાળે દીવાન વલીમોહમદને જીવતદાન આપ્યું.

*

અરદેશર રાત્રે વેશપલટો કરીને શહેરમાં અહીંતહીં તપાસ

અર્થે ફરતા. વેશપલટીને આમ નગરચર્યા કરવાથી તેમને અનેક નવીનવી બાબતો–બાતમીઓ આપોઆપ જ મળી રહેતી. આમ કરતા તેમને એક દિન એક સોનીની લુચ્ચાઇની માહિતી મળી. એક બાઇએ એ સોનીને કેટલુંક સોનું ને નમૂનારૂપ એક સાંકળું આપેલુ અને તે નમૂના મુજબ નવું સાંકળું બનાવવા કહેલું. સોનીની મતિ બગડી ને તે સોનું ને સાંકળું બન્ને પચાવી બેઠો. બાઈ ઘણી રકઝક કરે પણ સોની દાદ ન દે. આ વાત કોટવાળને કાને પડી. એમણે બાઇને ખાનગીમાં બોલાવી, તેનાથી બધી હકીકત જાણી લીધી ને ધીરજ ધરવા જણાવીને પાછી મોકલી.

સોનીના મુખે જ તેનું પાપ કેમ કબુલાવવું તેનો અરદેશરે વિચાર કર્યો ને એ દિશામાં પોતાના ઘરની સ્ત્રીઓની સાહાય્ય લેવાનો નિર્ધાર કર્યો. પરિણામે થોડા દિવસ પછી તેમની સ્ત્રીએ પેલા જ સોનીને ઘડતરકામ આપવાનુ છે એમ જણાવી બોલાવી મંગાવ્યો. સોની ખૂશ થતો થતો દોડતો આવ્યો. કામનો પ્રકાર સમજાવી તેને નમૂનો લેતા આવવા જણાવ્યું.

ઠરાવેલા દિને પેલી બાઇને પણ તેડાવી મંગાવી અને સોની આવી લાગતાં કોટવાળના માતુશ્રીએ તેને કહ્યું કે આ બાઇએ નમૂના તરીકે તને સાંકળું આપેલુ છે તે અમે અગાઉ જોયેલું, ને અમને તે જ નમૂનો પસંદ છે; માટે તે જરા તમારે ત્યાંથી મંગાવો એટલે તે ફરી જોઇ તપાસીને તમને સોનું ને માપ–વરદી આપી દઇએ.

સોનીએ એક પળમાં વિચાર કરી નાંખ્યો. બાઇના દેખતાં કોટવાળના જ ઘરમાં કડું મળવાની ના પાડતાં ઉહાપોહ મચે

ને પોતે કોટવાળ બહાદુરની નજરમાં આવે એ ઠીક નહિ અને બાઈના થોડા મોના માટે અરદેશરના ઘરના જેવી સદ્ધર ઘરાકી જવા દેવામા પણ માલ નહિ એમ વિચારી તેણે કોટવાળને ત્યાના નોકર જોડે પોતાના ઘરે ચિઠ્ઠી લખી કડુ મગાવ્યુ

કડુ આવ્યુ ને તે સાથે પાનેના ખડમાથી કોટવાળ પણ આવી ચઢયા કડુ બાઈને અપાવી દીધુ, લીધેલુ સોનુ પણ બાઈને પાછુ આપી દેવાને સોનીને તાકીદ ફરમાવી ને બાઈની માફી મગાવી

આ ગમિત કિસ્સો આપી તે સંબધી "નાદિયો" પત્ર [તા. ૫-૯-૧૯૪૦, પૃ ૧૪] સુયોગ્ય ટીકા કરે છે કે

"આ દતકથા છે, પણ તે જરાય ખોટી કે અશક્ય લાગતી નથી મુગલાઈ વખતના કાજીઓને લગતા પણ આવા કિસ્સાઓ મળી આવે છે પણ આ કિસ્સાની ખાન ખૂમી જુદી જ છે ને તે એ, કે જાહેર સેવાને વીર અરદેશર કેવળ પાતાની નોકરી-આતી ફરજ નહોતો ગણતો, પણ એક ધર્મ તરીકે લેખતો હતો–એટલે સુધી કે તેવા કાર્યમા પોતાના ઘરના માણસો, પોતાના સ્ત્રી–માતાની મદદ લેવા, તેમની દ્વારા પણ કોઈનુ ભલ થઇ શકતુ હોય તો તે કાઢી આપવા જરા પણ સકોચ રાખતો નહિ કુટુંબીજનોને સંડોવવાનો કોઈ અનલહાર વિચાર રાખે નહિ પણ અરદેશર ફક્ત અમલદાર નહોતો, સેવક હતો એ આ દૃષ્ટાત પરથી પુરવાર થાય છે"

*

એક બીજી વેળા નગરચર્ચા કરતા પોતાના હજામની ...ની વાત એમને કાને અથડાઈ એ સબધે દતકથા

એવી છે કે અરદેશરે પોતાની હજામત કરાવવા હજામોની ન્યાતના પટેલની નિમણૂક કરેલી. આ હજામ ન્યાતનો પટેલ ને વળી શહેરના મોટા સત્તાધિશ શેઠિયા—કોટવાળ બહાદુરની હજામત કરવા જાય એટલે એનુ ડોકું ધડ પર રહેતું નહિ! એ જ્યાં જતો ત્યાં જોહુકમી કરતો. એની એ વાત નગરચર્ચા દરમિયાન સાંભળતાં અરદેશરને લાગ્યુ કે હજામ મારા નામનો દુરુપયોગ કરે છે માટે એની ગુસ્તાખી તોડી નાખવી

બીજે દિને હજામ આવતા કોટવાળે કહ્યુ· "આજે તારે મારી હજામત કરવાની નથી; જા પાછો"

"હેં, કેમ માબ ?" હજામ ચોકી જ ગયો એનાં હાંજા ગગડી ગયાં.

"મારે ગામના બધા હજામોની હજામત કરવાની જુદીજુદી કલાનો અનુભવ ચાખવો છે," કોટવાળે ટકોરમા સમજાવ્યું, "માટે હવેથી તારી ન્યાતમાથી જુદાજુદા આસામીને મારે ત્યાં મોકલજે, જેથી મને તેમની કલાનો લાભ મળે અને તેમને કોટવાળની હજામત કરવાનો લાભ મળે ને કોઈ એક જ હજામનું પેટ ફૂલી ન જાય."

હજામ તો સડક જ થઇ ગયો કોટવાળના ફરમાનને માન આપ્યા વિના ઇલાજ નહોતો. તેની જોહુકમી જોખમાઈ ને હજામની ન્યાત તેના દોરદમામમાથી મુક્ત થઈ.

આમ કોટવાળને તો હજામોની હાડમારી દૂર કરવાની પણ કાળજી હતી.

*

અરદેશર જીગરના ભારે ઉદાર હતા. એમની પાસે માંગવા આવનાર ખાલી હાથે પાછો ન ફરતો અને તેમાંય કોઈ તેમને જરા ચઢાવીને માંગે તો તે ખૂશ થઈ જઈ ખૂબ દોલા દિલે બક્ષિસ આપતા. આ ઉદારતા ગુણને બદલે અવગુણ લેખાય એટલી હદે વધી પડેલી. એમના બેફામ ખર્ચને ઘેલછાની ઉપમા પણ અપાઈ છે અને નીચે આપેલું એક દૃષ્ટાંત એ બાબત સત્ય ઠરાવે છે.

કોટવાળ બહાદુર એક વેળા પોતાના મકાનની બારીએ ઊભા હતા. ત્યાં એક ફકીર આવી લાગ્યો અને તેમને પ્રશ્ન કર્યો: "અબે સાહબ, સૂરતમેં બહાદુર કહેલાતા સો કોણ હએ?" પોતે જ અરદેશર બહાદુર હોવાનું કોટવાળે જણાવતાં ફકીરે કહ્યું: "બચ્ચા, સચ્ચે બહાદુર હો તો રૂપિયા એક હજારકી થેલી ફેંક દે."

અને અરદેશર કોટવાળે પોતાના "બહાદુર"ના ખિતાબને સાર્થક કરવા એક હજારની થેલી ફેંકી પણ ખરી!

*

ચિત્રકારો પ્રત્યે અરદેશરને પક્ષપાત હતો એ માટે આગળ નિર્દેશ થઈ ગયો છે. એક વેળા એક ચિતારો એમને ત્યાં આવી ચઢયો. એણે એમની છબી ચીતરી હતી. અરદેશરે તે તપાસી, એનું મૂલ્ય પિછાની લીધું અને રૂપિયા પાંચસોની બક્ષિસ કરી. ચિત્રકાર આભાર માનીને પાછો ફરે તે પહેલાં તેની હાજરીમાં જ એમણે છબીનાં ચીરિયાં ઉડાડી નાંખ્યાં. ચિત્રકાર તો ઠગાઈ જ ગયો!

કોટવાળે એને કહ્યું: "ભાઈ, મને આવી છેલાઇ પસંદ નથી હું કોણ કે લોકો મારી છબી ચીતરે? આ ક્ષણભંગુર કાયા પર એવી માયા કેવી, ફીદાગીરી કેવી?"

ચિત્રકારને પોતાના કામનું દામ મળી ચૂક્યું હતું એટલે એ સુખે મોઢ ચાલ્યો ગયો.

*

સંગીતકારોને અરદેશર કેવું ઉત્તેજન આપતા તેનો એક દાખલો પણ અત્રે ટાંકીએ.

એક સદી પર સૂરતમાં ખ્યાલીઓ સારી સંખ્યામાં વસતા હતા. ખ્યાલ તોરા માટે ત્યારે સૂરત મશહૂર હતું. પારસીઓના તહેવાર પ્રસંગે પણ ખ્યાલીઓની મહેફીલ જામતી ને આખી રાત ખ્યાલ-તોરા લલકારાતા. તે વેળા ખ્યાલતોરામાં સામસામા વાદવિવાદ ઘણા ચાલતા. જીવાજી અને બહાદુરસિંહ [બહાદુરસીંગ] નામના કવિઓ એ દિશામાં પારગત હતા.

એક પ્રસંગે સૂરતમાં લાગલાગટ ત્રણ રાત ખ્યાલીઓની મહેફીલ જામેલી અને જીવાજી જેવા જબ્બર અને કસાયેલા હરીફ સામે જુવાન બહાદુરસિંહે ખ્યાલોનો ગજબ મારો ચલાવ્યો. અરદેશર એ જોઈ ચકિત થઇ ગયા અને બહાદુરસિંહને બોલાવી મંગાવ્યો. બહાદુરસિંહ ભણેલો નહોતો અને ખિસ્સે પણ ખાલી હતો. અરદેશરે એને હવાલદાર બનાવ્યો અને રોજી આપી. એના જમવા રહેવાની ગોઠવણ પણ તેમણે કરી અને આમ ભૂખે મરતા એક કલાકારની કોટવાળે કદર કરી.

*

## પ્રકરણ ૭

# સંતનો સાથી

"આપી ઉત્તમ પાદુકા ભરતને શ્રીરામ રાજી થઈ,
આપી તેલકટોરી વાયુસુતને સીતાની શુદ્ધિ લઈ,
મે'તા શ્રી નરસિંહને કુસુમની માળા જ આપી ખરી,
આ અરદેશરને સ્વમસ્તકતણી તેં પાઘ આપી હરિ"

સ્વામીનારાયણ પંથના સ્થાપક સંત શ્રી. સહજાનંદ સ્વામી અને અરદેશર કોટવાળ એકમેકના ગાઢા સંસર્ગમાં આવેલા. બન્નેએ એક બીજાનું પોત પિછાનેલું. સ્વામીજીના ઉપદેશ પ્રવચનની અરદેશર પર અસર થએલી અને અરદેશરના સદ્ગુણી વ્યક્તિત્વની સ્વામીજી પર મઝાની છાપ પડેલી એ નિખાલસ સબંધ આજે પણ સ્વામીજીના અનુયાયીઓ સંભારી રહ્યા છે. એ મીઠા સંબધની પ્રતીતિ આપતો શ્રી સહજાનંદ સ્વામીનો પાઘ (મુગટ–પાઘડી) આજેય કોટવાળ વાડીમા ખજાના રૂપ સચવાય છે–સચવાય છે ને પૂજાય છે અરદેશરના જીવનનું એ એક રસિલુ પ્રકરણ છે–મધુરો ઇતિહાસ છે

લાગવગ કે દાબદબાણથી ખમવું પડે તો તેની મને પરવા નથી. અરદેશરની આવી મકકમ વલણ જોઇ જમાદારે ત્યા હાજર દુકાનદારને તેની પાસેથી પોતે ખરીદેલી વસ્તુની બાકીની કિંમત તરત ચૂકવી આપી ને પોતાના ચાંદ હથિયાર લઇને ચાલતી પકડી

સામાન્ય પ્રજાજન માટે, આઠ આના માટે, લશ્કરી અમલદારોને તેમની ફરજનુ ભાન કરાવવાને અરદેશર ન ચૂકયા અને એવાં કર્તવ્યોથી જ તેમણે પોતાની કોટવાળીને કીર્તિવંત બનાવી.



શહેરને નાકે એકસો વર્ષની વયના વૃદ્ધ સ્વામીજી રહેતા હતા. એ સ્વામીનારાયણના ભક્ત હતા. કેટલાક એમને 'મુની બાવા' કહેતા તો કેટલાક એમને 'મુનિર સ્વામી'ને નામે પિછાનતા. કોટવાળ સાથે એમને મીઠો સંબંધ હતો. એ અરદેશરને વારંવાર કહેતાઃ "હું હવે વૃદ્ધ થયો છું પરંતુ તારે ત્યાંના લગ્ન પ્રસંગે આશીર્વાદ આપીને પછી જ મરીશ."

અરદેશરના સુપુત્ર જેહાંગીરશાનાં લગ્ન વાડિયા એદલજી હીરજીનાં પુત્રી ડોસીબાઈ સાથે તા. ૨૨મી ફેબ્રુઆરી ૧૮૪૮ને દિને, તે સમયે પ્રચલિત મુગલાઈ દોરદમામથી થયાં હતાં. લગ્નની પવિત્ર ક્રિયા પૂરી થઈ ત્યાં તો મુનિર સ્વામી આવી ચઢયા, પરણેલા જોડાને આશીર્વાદ આપ્યા ને ચાર જ દિવસ પછી સ્વામીજી સ્વર્ગે સીધાવ્યા!

"તારે ત્યાંના લગ્ન પ્રસંગે આશીર્વાદ આપીને પછી મરીશ" એ અરદેશરને સંભળાવેલા મુની બાવાના શબ્દો આ સાચા પડયા!

પોતાને ખોટી લોભલાલસા ન થાય, લાંચ રૂશ્વતની બદીઃ આકર્ષણ ન થાય તે કાજે કોટવાળે એક નિયમ રાખેલો એમણે નક્કી કરેલું કે જે માણસ પોતાને ત્યાં જમ્યો ન હોય તેને ત્યાંનો દાણો પોતે પણ મોં પર ન મૂકવો અને જેને પોતે જમાડયું હોય તેને ત્યાં તેટલા જ પ્રમાણમાં ખાવા પીવાનો નાતો રાખવો. આમ કરવાથી કોઇનું હરામનું ખાવાની ટેવ ન પડે અને પોતાની કોટવાળીને કલંક ન ચોંટે.

આ નિયમ આજે કોઈને હસવા સરીખો લાગે, પરંતુ અરદેશરે તો એનું ચીવટથી પાલન કરેલું અને તેનું એક દૃષ્ટાંત નોંધવા યોગ્ય છે. સર જમશેદજી જીજીભાઈએ સૂરતના ફાયદા અર્થે કરેલી સખાવતોનો વહીવટ ઘણે અંશે અરદેશર મારફતે થતો અને તેમના વહીવટથી સર જમશેદજીને સારો સંતોષ થએલો. એક વેળા એ નામવર નવસારી પધાર્યા ત્યારે કોટવાળનું પણ ત્યાં જવું થયું. સર જમશેદજીએ અરદેશરને પોતાને ત્યાં ચાહ પીવા આમંત્રણ કર્યું પરંતુ તેમણે ના સંભળાવી. સર જમશેદજી જીજીભાઈ એટલે પહેલા હિંદી ઉમરાવ અને એમનું આમંત્રણ કોટવાળે સ્વીકાર્યું નહિ ત્યારે તેમને ભારે અચરજ થયું, પરંતુ એ માટેનું કારણ જાણતાં તેમને હર્ષ જ થયો, અને અરદેશરની નેક નિષ્ઠા તથા તેમના પ્રમાણિકપણા માટે ખુશાલી દર્શાવી.

ગરીબોને દાદ મળે તે માટે મોટા સત્તાધીશો અને ખુદ લશ્કરના માણસો સાથે અરદેશર કેમ ખટપટમાં ઊતરતાં તેને લગતું એક દૃષ્ટાંત સૂરતના કિલ્લામાથી બપોરના બાર વાગ્યે થતો તોપ ધડાકો એમણે ફરી ચાલુ કરાવેલો, જેનો ઉલ્લેખ આગળ થઈ ગયો છે, તે પરથી મળી રહે છે. એ જ દિશામાં એક બીજો બનાવ પણ નોંધવા જેવો છે.

એક વેળા એક લશ્કરી ટૂકડી બહારથી સૂરત આવેલી. એ ટૂકડીમાંનો એક પઠાણ જમાદાર શહેરમાં ખરીદી કરવા નીકળ્યો અને ફૂરજા આગળની એકાદ દુકાનેથી કાંઈ વસ્તુ ખરીદી. દુકાનદારે એ માટે દોઢ રૂપિયાની માંગણી કરી, પરંતુ

જમાદારની દાનત એ સસ્તામાં પચાવી પાડવાની હતી એટલે દુકાનદાર તરફ એક રૂપિયો ફેંકીને તેણે ચાલતી પકડી.

દુકાનદારને મન આ એક જાતની લૂંટ હતી અને કોટવાળે તો લૂંટફાટ દૂર કરવા કમર જ કસેલી એટલે તે લાગલો દોડયો અરદેશર પાસે ને તેમને સઘળી હકીકત કહી સંભળાવી. વેપારીએ પોતાની વસ્તુની માગેલી દોઢ રૂપિયાની કિંમત વાજબી હતી એવી અરદેશરને ખાતરી થતાં તેમણે પેલા જમાદારને પોતાને મળી જવા જણાવ્યું.

કોટવાળ ત્યારે સૂરતના બેતાજ બાદશાહ જેવા હતા એટલે પેલો જમાદાર તેમની પાસે પોતાનો લશ્કરી પોશાક ચઢાવી, પોતાને બહાદુરી માટે મળેલા ચન્દ્રકો છાતીએ લટકાવી, હથિયાર સજીને માનમરતબાથી આવ્યો. અરદેશરે તેને ઘટતો આવકાર આપ્યો. તેને મળેલા ચાંદાનો ઈતિહાસ જાણવાને પોતે આતુર હોય એમ તે જોવા તપાસવા માટે કળેવળે કઢાવ્યા. તેને ફુલણજી બનાવીને તેના હથિયાર પણ જોવા માટે ઉતરાવ્યા અને તે નિઃશસ્ત્ર થતાં તેને પરહેજ કરી લીધો. દુકાનદારને ઓછા આપેલા આઠ આના સત્વર આપી દેવો ફરમાવ્યું. લશ્કરી ઓધ્ધેદાર સાથે આવું વર્તન ચલાવવા માટે કોટવાળની ખબર લઈ નાંખવાની જમાદારે ધમકી આપી, જમાદારનો અમલદાર પણ તેની મદદે આવ્યો પરંતુ આ બાજુ વીર અરદેશર હતા. એવી ધમકીથી એ ડરી જાય એમ નહોતું. એમણે સ્પષ્ટ શબ્દોમાં સમજાવી દીધું કે આપણે કોટવાળો—જમાદારો—અમલદારો પ્રજાના રક્ષકો હોવા જોઇએ, ભક્ષકો નહિ. મારી પ્રજાને મારી સત્તાની રૂએ ન્યાય તો જરૂર અપાવીશ, પછી મારે કોઇના

લાગવગ કે દાબદબાણુથી ખમવું પડે તો તેની મને પરવા નથી. અરદેશરની આવી મક્કમ વલણુ જોઇ જમાદારે ત્યાં હાજર દુકાનદારને તેની પાસેથી પોતે ખરીદેલી વસ્તુની બાકીની કિંમત તરત ચૂકવી આપી ને પોતાના ચાંદ હથિયાર લઇને ચાલતી પકડી.

સામાન્ય પ્રજાજન માટે, આઠ આના માટે, લશ્કરી અમલદારોને તેમની ફરજનું ભાન કરાવવાને અરદેશર ન ચૂકયા અને એવાં કર્તવ્યોથી જ તેમણે પોતાની કોટવાળીને કીર્તિવંત બનાવી.



## પ્રકરણ ૭

## સંતનો સાથી

"આપી ઉત્તમ પાદુકા ભરતને શ્રીરામ રાજી થઈ,
આપી તેલકટોરી વાયુસુતને સીતાની શુદ્ધિ લઈ;
ગે'ના શ્રી નરસિંહને કુસુમની માળા જ આપો ખરી,
આ અરદેશરને સ્વમસ્તકતણી તેં પાઘ આપી હરિ."



સતનો સાથી

શ્રી. સહજાનંદ સ્વામી અને અરદેશર કોટવાળ વચ્ચેનો સંબંધ ચર્ચતાં ત્રણ દસકા પૂર્વે "સુરત અખબાર"માં પ્રસિદ્ધ થએલી કેટલીક વિગત અત્રે ટાંકવી જરૂરી લાગે છેઃ

"સ્વામીનારાયણ પંથની સ્થાપના શ્રી સહજાનંદ સ્વામી જેઓ અયોધ્યા તરફના છપઈઆ ગામના સર્સવત બ્રાહ્મણ હતા તેમણે આસરે એકસો વરસ ઉપર કીધી છે. તેઓ ખરેખર ચમતકારીક પુરૂષ હતા અને તેમનામાં પરમેશ્વરનો પુરો અંશ હતો. તેમણે અમદાવાદ તથા આસપાસના શહેરોમાં તથા કાઠીઆવાડમાં કથાઓ કરી શ્રોતાઓની આસ્થા પોતા તરફ ખેંચી લીધી. તેમનામા એવો ચમતકાર હતો કે સખતમા સખત બહારવટીયા અને લૂટારા જે તેમની આગળ આવતા તે તરત તેમના પગ આગળ પડી પશ્ચાતાપ કરી પોતાની અસલની કુનીતિ છોડી દઇ સત્ય અને નીતીનો માર્ગ અખત્યાર કરતા... ....

"સુરતના કેટલાક લોકની ખાયશ મહારાજને સુરત બોલાવવાની થવાથી તેઓ સુરત પધાર્યા અને તે વખતના નામાંકીત હાકેમ અરદેશર કોટવાળે તેમને ઘણી કીંમતી મદદો કરી........ મહારાજ જયારે પાછા પધાર્યા ત્યારે તેમને વળાવવા માટે અરદેશરજી અશ્વનીકુમારના રૂસ્તમ બાગમાં ગયા અને ત્યાં મહારાજે પોતાનો પાઘ અરદેશરજીને આપ્યો."[૧]

આ પાઘની સાથે સ્વામીજીએ પોતાની છબી અને એક શ્રીફળ (નાળિયેર) પણ અરદેશરને આપ્યા હતાં જે આજે પણ કોટવાળ વાડીમાં સચવાયેલાં છે. એ વસ્તુઓને કોટવાળના કુટુંબીઓ હાથ પણ લગાડતાં નથી. દિવાલમાં ઊંચે લાકડાની બેઠક

જડી તે પર એક કરડિયામા સ્વામીજીનો પાઘ શ્રીફળ સાથે મૂકવામા આવેલો છે અને તેની નીચે સહજાનંદ સ્વામીએ આપેલી છબી ટાંગી છે જ્યારે સ્વામીનારાયણને લગતા સંપ્રદાયને એ પાઘ બતાવાય છે ત્યારે એ જ પંથના એક બ્રાહ્મણ પાસે તેના સ્થળેથી તે નીચે ઊતારી યોગ્ય ક્રિયા કરાવી એક મેજ પર મોટા ખુમચામા મેલવામા આવે છે જે પ્રસંગે ઘીના દીવા, અગરબત્તી, લોબાન વગેરેની ખુશબો પણ કરવામા આવે છે લોકો એના દર્શન કરી લે એટલે તે તેને માટે બનાવાયેલી બેઠક પર બ્રાહ્મણને હસ્તે જ પાછો મેલાય છે

સ્વામીનારાયણ સંપ્રદાયની વડતાલ ગાદીના નવા આચાર્ય ઓગસ્ટ ૧૯૦૯મા સૂરત પધારેલા ત્યારે એ માસની ૨૩મી તારીખે તેઓ પોતાના અનુયાયીઓ સહિત પાઘના દર્શને કોટવાળ વાડીમા પધાર્યા હતા તા ૨૯મી ઓગસ્ટ ૧૯૦૯ના "જામે જમશેદ"મા એ પધરામણીના પ્રકટ થએલા અહેવાલને આધારે "પારસી પ્રકાશ"મા નીચલી વિગત આપી છે

"સ્વામીનારાયણ સંપ્રદાયની વડતાળની ગાદીના નવા આચાર્ય થોડા દીવસ થયા સુરત પધાર્યા હતા તેમના દરશન માટે એ પાઘ (કાઠીયાવાડીઓ પહેરે છે તેને મળતો ફેંટો) શેઠ સોરાબજી એદલજી વહાડીયાની સુરત ટુંકી ઉપરની વાડીના બંગલામા એક ટેબલ ઉપર ખુમચામા મેલવામા આવી હતી. મહારાજશ્રી તેમના બાહોશ વૃદ્ધ કોઠારીજી, સાધુઓ વગેરેને વાજતેગાજતે શેઠ હોરમજશા સોરાબજી વહાડીયા જાગીરદાર પોતાની વાડીમાં સ્વામીનારાયણના મંદીરમાથી બોલાવી લાવ્યા હતા. મહારાજશ્રીએ સદરહુ પાઘની આરતી ઉતારી હતી. દર્શન કરી સર્વે પાછા

મંદીરે વાજતેગાજતે ગયા હતા. સંપ્રદાયને લગતા મરદો ગયા પછી સ્ત્રીઓ પાઘના દર્શન કરવા આવી હતી. સર્વે દર્શન કરી ઘણા આનંદ પામ્યાં હતાં."[૨]

સ્વામી સહજાનંદજી સંવત ૧૮૮૧માં સૂરત આવેલા ત્યારે પ્રથમ શહેર બહાર રુસ્તમ બાગમાં ઉતારો કર્યો હતો. એમને મળવાને અરદેશર સામા ગયા અને ભારે ધામધુમ અને દોર-દમામથી શહેરમાં તેડી લઈ આવ્યા. ભક્ત કવિ નિષ્કુલાનંદજી સ્વામીજીના સમકાલીન શિષ્ય હતા તેમણે સંત અને કોટવા-ળના આ પ્રથમ મિલનનું વર્ણન "ભક્ત-ચિંતામણી" નામના પોતાના કાવ્ય ગ્રંથના પ્રકરણ રુપમાં આપ્યું છે તેમાંથી નીચે આપેલો ઉતારો રસિક છેઃ

"એમ કરતાં વીતી ઘડી ચાર, આવ્યો સામો શહેર સરદાર;
તેનું નામ અર્દેશરજી છે, અતિ ડચો જાતે પારસી છે.
મોટા પુરાણી પંડિત સંગે, આવ્યો તેડવા અતિ ઉમંગે;
રથ વેલ્ય પાલખી પેદળ, બહુ વાજીત્ર સંગે સબળ.
આવી લાગ્યો પ્રભુજીને પાય, નિર્ખી હર્ખ્યો અતિ મનમાંય;
પછી અલબેલો અઢળ ઢલ્યા, નાથ બાથ ભરી તેને મલ્યા.
નાથ કહે સુખી છો તનમને, કહે સૂખી હું આજ દર્શને;
બહુ દિનની જોતો તો વાટ, વાલા તમારા દર્શન માટ.
બહુ તાણ્યું તમે અમ સાથે, આજ મહેર કરી મુજ માથે;
જેમ આવ્યા છો આજ લહેરમાં, તેમ નાથ પધારો શહેરમાં.
કરે દર્શન સહુ નર નાર, થાય જીવ ભવ પાર;
નાથ કહે સારૂં ચાલશું ત્યાંઈ, પણ રહેવા રૂડું બહુ આંઈ.

પછી તર્ત થયા અસવાર, ચાલ્યા સુરત શહેર મોઝાર;
આગે પલટણ પાળા અપાર, બીજા મનુષ્ય હજારો હજાર."

પૂજ્ય સહજાનંદ સ્વામીએ ધર્મપ્રચારના કાર્યમાં મદદ કર્યાના મીઠાં સ્મરણ તરીકે પોતાની પાઘ આ પારસી નરવીરને મસ્તકે માનથી મૂકી. એ સંતની મહામૂલી ભેટને અરદેશર બહાદુરે અને તેમના વંશજોએ માન મહોબતની લાગણી સાથ પ્રાચવી. અરદેશરના પુત્ર જેહાંગીરશાના સાસરિયા કુટુંબમાંથી ઉતરી આવેલા શ્રી.ખુરુસ્તમજી સોરાબજી વાડિયા આજેય જીવની પેઠે તેની સાચવણી કરે છે અને ભાવિક સંતસાધુઓ બ્રહ્મચારીઓ વગેરેને, બ્રાહ્મણ પાસે યોગ્ય વિધિ કરાવી અતિ આનંદથી દર્શન કરાવે છે. ઘણું ખરું વર્ષમાં એક વેળા, લાઈગીજને દિને, એના જાહેર દર્શન રખાય છે. એ પ્રસંગે કોટવાળ વાડીમાં મંડપ રચી પાઘ પધરાવે છે ને અસંખ્ય ભાવિકો દર્શન કરી, ભજનોની ધૂન જમાવી, પાવન ને સંતુષ્ટ થાય છે.

પરદેશી છતાં ગૂજરાતના પ્રાચીન ગૌરવને ફરી પ્રકાશિત કરવાને સતત પ્રયત્ન કરનાર એલેકઝાન્ડર કિન્લોક ફોર્બ્સ સાહેબ સન ૧૮૪૧માં કવિશ્રી દલપતરામ ડાહ્યાભાઈ સાથે સ્વામીજીના પાઘના દર્શને પધાર્યા હતા. એ પ્રસંગે કવિશ્રી દલપતરામે અરદેશરને ગર્જર કાવ્ય સાહિત્યમાં અમર કર્યા છે. આ રહી

મહેતા નરસૈકુ હાર દિયો જબ
જીભમેં ભકિત ભલી લગિયાં
અરદેશરકુ, દલપત કહે
પરમેશ્વર રીઝી, દીની પધિયાં."

કવિ કહે છે કે રામ જ્યારે વનવાસ જવા નીકળ્યા ત્યારે ભરત ખૂબ દિલગીર થયા અને સાથે આવવા તત્પરતા બતાવી, પરતુ રામે તેમ કરતાં અટકાવી પોતાની યાદદાસ્ત માટે પોતાની પાવડીઓ ભરતને આપી હતી. ઈશ્વરના અવતાર ગણાતા રામે એ મુજબ હનુમાનને તેલકટોરી આપી.

નરસિંહ મહેતાને એક વાર કટોકટીનો પ્રસંગ હતો ત્યારે અદૃશ્યથી ઈશ્વરે હાર નાંખ્યો હતો એવી માન્યતા છે.

સંત સહજાનંદ જેમને કવિ દલપતરામ ઈશ્વરાવતારી ગણતા તેમણે અરદેશર કોટવાળને પોતે પ્રસન્ન થઈ પોતાનો પાઘ [પાઘડી] આપ્યો. આમ કવિ, અરદેશરને મળેલી આ ભેટ હિન્દુઓના પુરાણા ઈતિહાસની સર્વોત્તમ દેણગીઓની સમોવડ મૂકે છે અને તેમ કરી કોટવાળને બહુમાન આપે છે.

સંવત ૧૮૮૧ના માગસર શુદ ત્રીજે સ્વામી સહજાનંદજીએ, સૂરત નગરીમાથી પ્રસ્થાન કરતી વેળા અરદેશરને પાઘ બક્ષ્યો હતો એટલે તેને એક સદી અને બે દસકા થયા છે પહેલી નજરે કાપડના ઓચકા જેવો લાગતો અને ફૂલહાર વગેરે મૂકાવાને તથા લાબી મુદત વહી જવાને કારણે સફેદને સ્થાને બદામી રંગનો જણાતો એ પાઘ આજે એક મહામૂલી ઐતિહાસિક વસ્તુ છે. સ્વામીજીની મૂળ વસ્તુઓમાં એ સૌથી શ્રેષ્ઠ લેખાય છે અને કોટવાળના કુટુંબીઓ પાસેથી તે ખરીદી લેવાને સ્વામી-

નારાયણ પંથના કેટલાક ભાવિક આચાર્ય અને ચેલાઓએ લલચાવનારી કિંમત આપવા તત્પરતા દાખવેલી, પરંતુ શ્રી. રુસ્તમજી વાડિયા તો અણનમ જ રહ્યા. કહે છે કે અરદેશર બહાદુર અવસાન પામતાં પહેલાં પોતાના કુટુંબીઓને સ્વામીજીની એ ભેટ પૂજ્યભાવે સાચવી રાખવા અને કદી ન વેચવાને ફરમાવી ગયેલા.

કોટવાળ અને તેમના કુટુંબીઓના તે જાહોજલાલીના દિવસો આજે રહ્યા નથી, કોટવાળના કીર્તિવંત કામોનું સ્મારક કરવાનું સૂરત અને તેની પ્રજાને ગઈ કાલ સુધી સૂઝયું પણ નહોતું. એ સઘળું છતાં બદલાયેલા સંજોગોમાં, ઉદાસીન વાતાવરણ વચ્ચે પણ પોતાના વડીલનો શબ્દ માથે ચઢાવી, પૂજ્ય સ્વામી સહજાનંદજીના તાજનું રક્ષણ જે ભક્તિભાવ, માન અને મહોબતથી કોટવાળના વંશજો આજપર્યંત કરી રહ્યાં છે તે માટે તેઓ અવશ્ય ધન્યવાદને પાત્ર છે.

કહે છે કે સ્વામી સહજાનંદજીના સદુપદેશની અરદેશર પર ભારે અસર થએલી અને તેને પરિણામે જ એમણે પોતાનું ધન છૂટે હાથે ગરીબોના હિતાર્થે વાપર્યું. પાછલાં વર્ષોમાં પૈસા ટકા વગેરે બાબતમાં એમને ઉત્કટ વૈરાગ્ય આવી ગયેલો. એ વિષે સમર્થનમાં એક સાધુએ એમની કસોટી કરેલી તેની દંતકથા મળે છે તે નીચે મુજબ છે:

એક વેળા કોઈ સાધુ એમની પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે મારી પાસે કીમિયો છે. એ કીમિયો હું તમને આપી શકું છું અને તેના જોરે તમે ફાયદો હાંસલ કરી શકો છો; પરંતુ એ માટે તમારે ભારે હિંમત રાખવી પડશે અને તેવી

હિંમતની મને ખાતરી આપો તો હું તમને તે કીમિયો બતાવું.

અરદેશર તો વીરમર્દ હતો. હિંમતનો એમને માટે પ્રશ્ન જ નહોતો સાધુએ તે પરત્વે જ શંકા કરી એટલે એમને થયું કે મારી હિંમતની કસોટી થવાની હોય તો ભલે થઈ જાય. એમણે કીમિયો શીખવા તત્પરતા બતાવી.

સાધુએ એક મોજું આપ્યું ને કહ્યું: "આ મોજું મંત્રેલું છે. એ તમારે હાથે પહેરી રાખવાનું. ફલાણી રાત્રે તમારે જાગ્રત રહેવાનું. એ રાત્રે ધરતી ધ્રૂજે એવો ગડગડાટ તમે સાંભળશો. એક દૈવી શક્તિ તમારી પાસે આવશે. એ વેળા જ તમારી હિંમતની કિંમત અંકાશે. એનાથી ડરી ન જશો તો તમને અપાર ફાયદો થશે. દૈવીશક્તિ પૂછશે કે 'તારે શું જોઈએ છે?' એ વેળા કહેજો 'આ મોજું સત્વર સોનાનું બનાવી દો.' પછી તે દૈવી શક્તિ તમને એ કીમિયો આપી જશે."

અરદેશરે મોજું સ્વીકાર્યું અને પેલા દિવસની રાહ જોવા લાગ્યા. સાધુએ જણાવેલો દિવસ આવતાં એ મોજું પહેરીને જાગ્રત અવસ્થામાં જ પડી રહ્યા. એ વેળા સ્વામીજીનો ઉપદેશ સાંભર્યો કે લક્ષ્મી ચંચળ છે, લક્ષ્મી તારી પાસે આવશે પણ તે ટકીને રહેવાની નથી, એ તો સરકી જ જશે. આ સંદેશ સાંભરતાં અરદેશરને થયું મારે આવા કીમિયાકીમિયાનું કામ જ શું છે? એ ક્યાં પેલી દુનિયામાં સાથે આવવાનાં છે? સાથે આવશે માત્ર સત્કર્મો. તો પછી કીમિયો જાણીને મારે કરવુંય શું છે? ને એમણે કીમિયો જાણવાનો વિચાર માંડી વાળ્યો.

કહે છે કે મધરાત થતાં કોટવાળે એક મહાજબ્બર ધડાકો સાંભળ્યો ને સાધુના જણાવવા મુજબ દૈવી શકિત પણ તેમની

પાસે આવી. અરદેશર ન ડર્યા. તે શક્તિએ પ્રશ્ન કર્યો: "બોલ, તારે શું જોઈએ છે?" અરદેશરે કહ્યું: "માત્ર આપનાં દર્શન, બીજું કશું નહિ."

શક્તિ અલોપ થઇ ગઈ.

રણમેદાનમાં જીત મેળવી વાહવાહ પોકરાવનાર સૂરતના શૂરવીર સપૂતે આમ લોભ અને મોહ પર પણ વિજય મેળવેલે કોટવાળ બેવડી કસોટીમાથી પાર ઊતર્યા. એ વીરાત્માને લગતી એવી બીજી દંતકથાઓ પણ મળાય છે. એમાં મીઠું મરચું ઉમેરેલું હશે પણ તે પાછળ થોડુંક સત્ય તો હશે જ ને? સ્વામી સહજાનંદજીના સિદ્ધાંતોએ અરદેશર પર ખરેખર અસર કરેલી એમ એ પરથી માનવું રહે છે.

સ્વામીનારાયણ પંથના અનુયાયીઓ અરદેશર કોટવાળ સાથેનો સ્વામીજીનો મીઠો સબંધ અને તેમના ધર્મપ્રચારના કાર્યમાં અરદેશરે આપેલી સગીન સાહાય્ય ભક્તિભાવે સભારતા જ રહ્યા છે.



ટિપ્પણ

૧. "સુરત અખબાર", તા. ૧૭-૭-૧૯૧૪.
૨. "પારસી પ્રકાશ," દફતર ૪, ભાગ ૫ (૧૮૩૪), પૃ. ૨૨૨.



## પ્રકરણ ૮

## સૂરતનો મહા મુકદ્દમો

અરદેશર કોટવાળે જાનના જોખમે, અઢળક નાણું ખરચીને, ભારે સ્વાર્થત્યાગ કરી સૂરત અને સૂરતવાસીઓની મહાભારત સેવા કરી હતી. તેને અંગે તેઓ સરકાર અને પ્રજા બન્નેમાં ભારે પ્રિય થઈ પડયા હતા પરંતુ જગતના રિવાજ મુજબ કેટલાકના દિલમાં ઈર્ષાનો અંગાર પણ પ્રગટયો હતો. અરદેશર ભારે ટેકીલા હતા. મોટા અમલદારોને પણ એ 'હાજીહા' કરે એવા નહોતા. સાધારણ રીતે કોઈ મોટો માણસ પોતાને ત્યાં આવી જાય પછી જ એ વળતી મુલાકાત આપે. કુદરતી રીતે મોટા અમલદારો કરતાં પ્રજામાં એમનો પ્રભાવ વધારે હતો. છતાં ફરજ અંગે કેટલીક વેળા સખતાઈથી વર્તવું પડતું અને તે કારણોને લઇ કેટલાક લોકોને અણગમો પણ થતો અને એવા સંજોગમાં એકવાર મુસીબત ઊભી થઇ.

તા. ૨૧-૫-૧૮૪૩ને દિને સૂરતના ન્યાયમૂર્તિ રીચર્ડસન સાહેબ અવસાન પામ્યા અને તેમના સ્થાને રોબર્ટ ડેવીસ હ્યૂઅર્ડ સાહેબ નામના ન્યાયાધીશ સૂરત આવ્યા. એમની અને

અરદેશરની વચ્ચે કંઈક કારણુસર ચકમક અને કડવાશ ઉત્પન્ન થઈ ને પછી તો તક મળતા લ્યૂઅર્ડ સાહેબે પોતાનો પાસો ફેંકયો.

એ અરસામા સૂરતમા હરગોવનદાસ નાથુભાઈની મોટી શરાફી પેઢી ચાલતી ને દલ્લુભાઈ હરગોવનદાસનો વહીવટ હતો દલ્લુભાઈ સન ૧૮૩૬મા અવસાન પામ્યા. એ શેઠ ચાર વેળા પરણેલા અને મરણ પામ્યા ત્યારે પહેલી સ્ત્રીનો દયાળભાઈ નામનો પચ્ચીસ વર્ષની વયનો પુત્ર, બીજી પત્નીની પ્રેમકુવર નામની ૧૬ વર્ષની વયની એક પરણેલી પુત્રી અને ચૌદ વર્ષની ચોથી સ્ત્રી નામે મછા—એટલાને પાછળ મૂકી ગયેલા ચોકાઈની ગાદીએ દયાળભાઈ બીરાજ્યો પરતુ બે વર્ષ પછી તા ૯–૪–૧૮૩૮ને દિને તે જુવાન વયે અવસાન પામ્યો દયાળભાઈ કશુ સંતાન મૂકી નહોતો ગયેલો અને તેનુ વસિયતનામુ પણ અપૂર્ણ જ રહી ગયેલુ કહે છે કે પોતાની પછી પોતાની સાવકી મા મછા માલમિલ્કતની માલિક બને, પણ તેને [મછાને] કઈ ફરજદ ન હોઈ તેની પછી પોતાની સાવકી બહેન પ્રેમકુવરને ફાળે મિલ્કત જાય અને પ્રેમકુવરને પુત્ર થાય તો તે પોતાનો વારસ ઠરે અને પેઢી તેને મળે એવી ગોઠવણ દયાળભાઈએ પોતાના અપૂર્ણ વસિયતનામામા કરેલી ત્યાર પછી તા ૨૨–૮–૧૮૩૯ને દિને પ્રેમકુવરને પુત્ર પ્રસવ્યો

દયાળભાઈનું વસિયતનામુ અધૂરુ હતું તેથી કે પછી કાયદાની કોઈક બારીકીને કારણે યા કોઈ બીજા સુદ્દાસર વારસા બાબતમા દલ્લુભાઈ હરગોવનદાસની વિધવા મંછા અને પુત્રી પ્રેમકુવર વચ્ચે તકરાર થઈ અદાલતમા મુકદ્દમો નોધાયો અને

ચુકાદા વડે પ્રેમકુંવરને હિસ્સો મળ્યો. પ્રેમકુંવર તરફથી સૂરતના સુપ્રસિદ્ધ ધારાશાસ્ત્રી શ્રી. નસરવાનજી પેસ્તનજી વકીલ (૧૮૦૬ : ૧૮૬૯) હાજર રહેલા.

આ દાવો સૂરતના વડા ન્યાયમૂર્તિ ઈલિયટ સાહેબ આગળ, અને તે પછી તેઓ બદલાઈ ગયા એટલે રીચર્ડસન સાહેબ આગળ મુખ્યત્વે ચાલેલો. તા. ૨૧-૫-૧૮૪૩ને દિને રીચર્ડસન સાહેબ અવસાન પામ્યા અને તા. ૨૪-૭-૧૮૪૩ને દિનથી રોબર્ટ ડેવીસ લ્યૂઅર્ડ સાહેબ સૂરતના ન્યાયમૂર્તિ નીમાયા. તા. ૧૬-૧૦-૧૮૪૩ને દિને આ લ્યૂઅર્ડ સાહેબ ઘોડા પર બેસી જતા હતા ત્યારે તેમને રસ્તામાં બોલાવી મંછાએ અરદેશર કોટવાળ વિરુદ્ધ કેટલીક ફરીઆદ કરી અને પોતાને ગેરઈન્સાફ થયો છે એમ જણાવ્યું. આ વાત બન્યાની જાણ કોઈને નહોતી, પણ લ્યૂઅર્ડ સાહેબે એવું કહેલું ખરું. તે પછી મંછાએ દાદ મેળવવા માટે સરકારને એક અરજી પણ કરી એટલે લ્યૂઅર્ડ સાહેબે વાજબી ન્યાય અપાવવા એ કામના કાગળિયાં મુંબઈની સદર અદાલત તરફ રવાના કર્યાં.

તે સમયે સદર અદાલત પ્રાંતની, સર્વોપરિ અદાલત ગણાતી. નીચલી અદાલતોના ચુકાદા સામે થતી 'અપીલ' તે સાંભળે અને તેના ચુકાદા કાયમ કરે કે પછી રદ કરે., સન ૧૮૪૪માં તેમાં ચાર ન્યાયાધીશો હતાઃ એ. બેલ, ડબલ્યુ સિમસન, બી. હટ અને એચ. બ્રાઉન. છેલ્લા એચ. બ્રાઉન સદર અદાલતના માંદા પડેલા ન્યાયાધીશ જે. પેનના સ્થાને કામચલાઉ નીમાયા હતા.

સદરના ન્યાયાધીશો ન્યાય છણવાની ફરજ સંયુક્તપણે

બજાવે પણ દરેક ન્યાયાધીશ પ્રાંતના અમુક ભાગનો "જ્યુડીશીઅલ કમિશ્નર" ગણાતો અને તે હોદ્દાની રૂએ એ ભાગની મુલાકાત લઈ ત્યાની અદાલતોમાં ઇન્સાફ કેમ છણાય છે તેની દેખરેખ રાખતો સન ૧૮૪૪માં ગુજરાત અને કોકણના "જ્યુડીશીઅલ કમિશ્નર" તરીકે હટ સાહેબ હતા અને તેથી મછાની અરજી બાબતમા તપાસ કરવા તા ૮–૧–૧૮૪૪ને દિને સદરે તેમને જણાવ્યુ મછાએ મૂકેલા આક્ષેપો તા ૧૯–૧–૧૮૪૪ને દિને અરદેશર કોટવાળ તરફ રવાના કરી ખુલાસા માગ્યા તા. ૯ અને તા ૧૩–૨–૧૮૪૪ને દિને કોટવાળ તરફથી તેનો જવાબ ફરી વળ્યો હટ સાહેબની તપાસ તા ૮મી માર્ચે પૂરી થઈ અને નિર્ણય અરદેશર વિરુદ્ધ ગયો પોતાના ચુકાદામાં તેમણે જણાવેલુ કે કોટવાળ પાસે હરગોવનદાસની પેઢીનુ મોટી રકમનુ લેણુ હતુ અને એ દેવુ માડી વળાવવા કાજે અરદેશરે ખટપટ કરી મછા અને પ્રેમકુવરને લડાવી માર્યાં હતા અને સત્તાનો દુરુપયોગ કરી મછાનો હક ડુબાડ્યો હતો

પોતાના ચુકાદામા હટ સાહેબે જણાવેલુ કેઃ

"On the whole then, after the most deliberate consideration of this case, I can come to no other conclusion than that the charges are fully established against him, and that Ardaseer Dhunjishaw Bahadoor has, as Kotwal, completely stopped the business of the House of Hurgovindass Nathobhoy, thus rendering himself liable to criminal prosecution, as well as an action for damages by the injured parties and he will, I conceive, most fully merit any further manifestation

of the displeasure of Government that it may be deemed proper to visit on him,"

કોટવાળ પર મુકાયેલા આ તહોમતો સાંભળી સૂરતની પ્રજા સમસમી ઊઠી. કોટવાળની નોકરી તો તા. ૧૪–૨–૧૮૪૪ થી તહકૂબ થઈ હતી અને તેથી શહેરમાં હાહાકાર મચી રહ્યો હતો. સૂરતના શેઠ શાહુકારોએ તા. ૧૯–૨–૧૮૪૪ને દિને મુંબઈના હાકેમ સર જ્યોર્જ આર્થર પર અને રુસ્તમપુરાવાસીઓએ તા. ૨૧–૨–૧૮૪૪ને દિને ગુજરાતના "જ્યુડીશીઅલ કમિશ્નર" હટ સાહેબ પર અરજીઓ રવાના કરી, અરદેશરને તેમના ઓદ્ધા પર ફરી ચાલુ કરવા વિનંતિ કરી, પરંતુ અરદેશરની તપાસ ચાલે અને ઉપલાં તહોમતો વિષે તેમાં તેઓ નિર્દોષ ઠરે ત્યાં લગી તેમને પાછા નીમવાનું શકય નહોતું. એ તપાસ માટેની તૈયારી થવા લાગી.

દરમિયાનમાં તા. ૨૪–૧–૧૮૪૪ને દિને પોતાની વિરુદ્ધના ચુકાદા સામે અપીલ કરવાને મંછાએ પરવાનગી માંગી. પરવાનગી મળતાં દાવો લ્યૂઅયર્ડ સાહેબ સમક્ષ તા. ૯મી એપ્રિલે રજૂ થયો. લ્યૂઅર્ડ સાહેબે પ્રેમકુંવરને વારસદાર ઠરાવતો અદાલતી હુકમ રદ કર્યો અને મંછાની તરફેણમાં ચુકાદો આપ્યો.

અરદેશરની તપાસનો સમય આવી પહોંચ્યો. શું પ્રજા કે શું અમલદારો સઘળા જ એનું પરિણામ શું આવશે તે માટે તરેહવાર અટકળો કરવા લાગ્યા. અરદેશરના જીવનમાં આ એક નિરાળો જ પ્રસંગ હતોઃ ગઈ કાલે જે શહેરનું રક્ષણ કરતો અને પ્રજાનો ન્યાય તોળતો તેની જ તપાસ ચાલનાર હતી.

ગઈ કાલે એ ન્યાય તોળનાર હતો, આજે એ આરોપી હતો અર દેશરના પ્રમાણિકપણા અને શુભનિષ્ઠા કસોટીને ચાકે ચઢતા હતા !

આ યાદગાર તપાસ ચલાવવાને નામદાર સરકારે વડોદરાના મદદનીશ રેસિડન્ટ રેમિંગટન સાહેબની નીમણૂક કરી અરદેશરનો બચાવ કરવાને તે સમયના હિંદના સૌથી કુશળ ગણાયેલા અંગ્રેજ બેરિસ્ટર વિલિયમ હાવર્ડ સાહેબ સૂરત આવ્યા ડયૂક ઓફ નોરફોકના એ સ્નેહી દુભાષિયા તરીકે મુબઈના એલફિન્સ્ટન ઈન્સ્ટિટયુટવાળા ફરામજી મ ણેકજી રતનદોરાબનાને સાથે લાવ્યા તા ૨૬મી જુલાઈ ૧૮૪૪થી એ તપાસ શરૂ થઈ સર્વનુ ખૂબ જ લક્ષ એ પ્રત્યે ખેચાઈ ગયુ એનુ નામ પડયુ ' The Great Surat Case"—સૂરતનો મહા મુકદ્દમો એની બરોબરીમા સૂરતનો બીજો એક જ મુકદ્દમો ગણાયો છે તે સન ૧૮૭૮ના એપ્રિલ માસમા સૂરતમા ફાટી નીકળેલા હુલ્લડ અંગે મંછારામ ઘેલાભાઇ, કીકાભાઈ પરભુ દાસ, ગુલાબદાસ ભાઈદાસ વકીલ વગેરેની ન્યાયમૂર્તિ એ ડી પોલન સાહેબ સમક્ષ ચાલેલી તપાસ—જે સૂરત હુલ્લડ કેસ' "The Surat Rio,Ce‹a t ને જાણીતો છે બન્નેમા અમુક સામ્ય પણ છે બન્ને સરકારે માડેલા અને બંનેમા સરકારની જ હાર થએલી'

અને રેમિંગ્ટન સાહેબે ચુકાદો આપ્યો એ યાદગાર ચુકાદાએ કોટવાળને નિર્દોષ ઠરવ્યા બોહતાનો અને તોહમતો પાયા વિનાના પુરવાર થયા ચુકાદો આપ્યા કેડે રેમિંગ્ટન સાહેબે અરદેશરને સંબોધીને થોડુ વિવેચન પણ કરેલુ અને તેમા લ્યૂઅર્ડ સાહેબના નિષ્ઠા અને નીતિ પર પ્રહાર કર્યા આમ

પોતાની અને કુટુંબની પ્રતિષ્ઠાને અણીશુદ્ધ સો ટચનું સોનું ઠેરવી, પ્રજાના હરખ અને જયનાદ વચ્ચે કોટવાળ ન્યાય અદાલત છોડી ગયા.

અરદેશર સામે આક્ષેપો ઘડનાર લ્યૂઅર્ડ સાહેબની તુરત જ અમદાવાદ બદલી થઈ. જો કે તેમને પહેલાં થાણા જવાને ફરમાવાયેલું. તેમના સ્થાને સૂરતના વડા ન્યાયાધીશ તરીકે એ જ રેમિંગ્ટન સાહેબની નિમણૂંક થઈ.

પાછળથી એ મુકદ્દમા સંબંધી કોર્ટ ઑફ ડિરેક્ટર્સ અને મુંબઈ સરકાર વચ્ચે કેટલોક પત્રવ્યવહાર થએલો જણાય છે. મુદ્દો એ હતો કે અરદેશરને અંગ્રેજ બૅરિસ્ટરની મદદ મળવી જોઈતી હતી કે કેમ અને તે અંગ્રેજીમાં ચાલવો જોઈતો હતો કે કેમ? તા. ૩–૩–૧૮૪૬ના કોર્ટ ઑફ ડિરેક્ટર્સના પત્રમાં આ મુદ્દા ઉપસ્થિત કરવામાં આવેલા. બરોબર એક વર્ષ રહીને તા. ૩–૩–૧૮૪૭નો બીજો એક પત્ર એ બાબતમાં કોર્ટ ઑફ ડિરેક્ટર્સે મુંબઈ સરકારને લખ્યો જણાય છે. મોટા અંગ્રેજ અમલદારની વિરુદ્ધ ચુકાદો અપાય એથી ભારે ખળભળાટ મચ્યો હશે એમ આ ઉપરથી માની શકાય.

પોતાનો લેખી બચાવ અરદેશરે ત્રણસોથી વધુ પૃષ્ઠનો રજૂ કર્યો હતો. એ તૈયાર કરવા માટે તેમના અંગ્રેજ બૅરિસ્ટરની વિનંતિ પરથી રેમિંગ્ટન સાહેબે તપાસ ત્રણ અઠવાડિયા મુલતવી પણ રાખેલી. બચાવનામામાં કોટવાળે લ્યૂઅર્ડ સાહેબ સામે કેટલાક આક્ષેપ કરેલા અને તેમાં જણાવેલું કે 'મને પ્રજા તેમજ ખુદ મારા હાથ નીચેના માણસોની નજરમાં નીચા પાડવાને તેઓએ ખૂબ જ પ્રયત્નો કર્યા હતા.' અરદેશર જીત્યા.

એટલે આ આક્ષેપો માટે લ્યૂઅર્ડ સાહેબની તપાસ ચલાવવાની સરકારને જરૂર જણાઈ પરિણામે એ બન્ને વચ્ચે ખૂબ જ પત્ર-વહેવાર થએલો.

પત્રવહેવારની શરૂઆત મુંબઈ સરકારના ન્યાયખાતાના મંત્રી ડબલ્યુ એસ્કોમ્બ [W Escombe]ના તા ૮-૧૦-૧૮૪૫ના પત્ર નબર ૩૩૬૨થી થએલી એ પત્ર સાથે અરદેશરના બચાવ નામામાથી ૨૦૬ થી ૨૪૨ સુધીના ફકરાઓની નકલ મોકલી તેમા લ્યૂઅર્ડ સાહેબ સામે કરેલા આક્ષેપો બદલ ખુલાસો માગવામાં આવેલો

આક્ષેપો એ હતા કે લ્યૂઅર્ડ સાહેબે સૂરત આવતાં જ અરદેશરની તરફ અદેખી વર્તણુક ગ્રહણ કરી હતી ઓદ્ધાનો અખત્યાર લીધા પછી બીજે જ દિને તેમણે શહેરી પોલિસની તપાસ લીધી હતી ત્યારે પણ જરૂરી હુકમો અરદેશરને આપ વાને સ્થાને નાજર મારફતે આપેલા આ તપાસ દરમિયાન તેમણે તુચ્છકારભર્યા અવાજે અરદેશરને પૂછેલુ કે પોલિસ ખાતાના સિપાઈઓને દડ કોણ કરે છે? તેમના ઓદ્ધામાં ફેરફાર કરવાની સત્તા કોને છે? 'એ હકૂમત મારી પાસે છે અને પાછળથી તેની ન્યાયમૂર્તિને જાણ કરું છું' એમ અરદેશરે જણાવતાં સિપાઈઓની સામે જ 'હવેથી તમારે આ સત્તા ભોગવવી નહિ' એવું મૌખિક ફરમાન લ્યૂઅર્ડ સાહેબે આપ્યું.

પછી તો તેમણે જાહેરમાં કોટવાળ સામે ખૂબ જ બખા-ળા માંડયું અને 'તક મળતાં ખુવાર કરી નાખીશ' 'દાંત કાઢીશ' એવું એવું કહેલું. આવુ બધું જોઇને અરદેશરના વિરોધીઓને ફાવતું આવી ગયું અને તેઓ લ્યૂઅર્ડ સાહેબના

કાન રોજરોજ ભભેરવા લાગ્યા. મંછાના વહીવટદાર લાલભાઈએ લાગ જોઈ વ્યૂઅર્ડ સાહેબને ખૂબ જ ઉશ્કેર્યા અને બન્નેએ મળીને પ્રેમકુંવરની તરફેણનો ફેંસલો રદ કર્યો અને અરદેશર માટે નામોશી ઊભી કરી, એટલે સુધી કે પ્રેમકુંવરના ધારાશાસ્ત્રી શ્રી. નમરવાનજી વકીલનું પણ ભર અદાલતમાં અપમાન થયું હતું. વ્યૂઅર્ડ સાહેબની પ્રેમકુંવરવિરોધી લાગણી જોઈ તેને તરફથી કોઈ જુબાની આપવા કે બચાવ કરવા પણ તૈયાર ન થતું. તા. ૧૫–૩–૧૮૪૪ને દિને વ્યૂઅર્ડ સાહેબે માનસિક સમતોલન ગુમાવી દઈ, ભર અદાલતમા ગરદન પર આંગળા ફેરવતા અરદેશરને કહેલું કે 'કયા તો તારી નહિ તો મારી જીદગી ખુવાર કરી નાંખીશ !' આમ અરદેશરનુ જીવન બરબાદ કરવા માટે અયોગ્ય રીતે મંછાનો પક્ષ ખેંચી કોટવાળ સામે કડવા ને ખોટા આક્ષેપ કર્યા

વ્યૂઅર્ડ સાહેબ સામે અરદેશરે નોંધાવેલું તોહમતનામું તે આ. થાણા ન જતાં રજા પર ઊતરેલા સાહેબે તા ૩૧–૧૦–૧૮૪૫ને દિને ઉટાકામન્ડથી મુંબઈ સરકારને લખેલા પત્રમાં આ તોહમતોનો ઈન્કાર કર્યો હતો અને અરદેશર સામે પોતે ભરેલા પગલા નિર્મળ ન્યાય કાજે જ ભર્યાં હોવાનુ જણાવેલુ. તા. ૨૨–૧૧–૧૮૪૫ને દિને મુંબઈ સરકારે પત્ર નંબર ૩૮૨૦ લખીને તેમને જણાવેલુ કે આ આક્ષેપો બાબતમા સ્પષ્ટ ચોખવટ થાય નહિ, ત્યા સુધી તેમને અમદાવાદના ન્યાયાધીશ તરીકેની યા ન્યાયખાતાની બીજી કોઈ પદવી આપી શકાશે નહિ.

વ્યૂઅર્ડ સાહેબ આ વેળા 'માંદગીને સબબે રજા' પર

ઊતરેલા હતા પરંતુ માથે લટકતી આવી તલવાર સાથે રજા ભોગવવા ન રુચે એ સ્વાભાવિક હતું. રજા પૂરી થાય તે પહેલાં જ એ મુંબઈ આવવા ઊપડયા અને તા. ૧–૫–૧૮૪૬ને દિને મુંબઈ જઈ મુંબઈ સરકારને જાણ કરી. તેમણે એવી માંગણી કરી કે મુંબઈ સૂરતમાં અરદેશરનો લાગવગ ભારે છે એટલે મારી તપાસ એ બે જગ્યા સિવાયના કોઈ સ્થળે ચાલવી જોઈએ, એ તપાસ એક ન્યાયાધીશ સમક્ષ નહિ પરંતુ ઓછામાં ઓછા ત્રણ કુશળ અને નિષ્પક્ષ ન્યાયમૂર્તિઓ રૂબરૂ ચાલવી જોઈએ, વગેરે.

એના જવાબમાં મુંબઈ સરકારે તા. ૧૮–૯–૧૮૪૬ના પત્ર નંબર ૩૦૦૦થી લખ્યું કે તપાસ કયાં ચલાવવી અનુકૂળ થશે એ નક્કી કરવાનું કામ સરકારનું છે અને ત્રણ ન્યાયાધીશને ફાજલ પાડી શકાશે તો તેનું પણ કરીશું. તા. ૨૬મી સપ્ટેમ્બરના અતિ લંબાણ પત્રમાં લ્યૂઅર્ડ સાહેબે આ બે બાબતમાં ફરી દબાણ કર્યું અને ન્યાયાધીશોનાં નામ અગાઉથી જાણવાની માંગણી પણ કરી.

લ્યૂઅર્ડ સાહેબના આ પત્રથી અને તેમની જક્કી વલણથી મુંબઈ સરકારને ગુસ્સો લાગ્યો દેખાય છે. તેમના ઉપલા લાંબા પત્રના જવાબમાં તા. ૭–૧૦–૧૮૪૬ના એક ટૂંકા પત્ર [નંબર ૩૨૦૫] દ્વારા મુંબઈ સરકારે તેમને પુછાવ્યું કે તમારી તપાસ મુંબઈ યા સૂરતમાં ચાલે અને ત્રણ કરતાં ઓછા ન્યાયાધીશ હોય તો તેમાં ભાગ લેવાને તમે રાજી નથી એવો તમારા તા. ૬–૯–૧૮૪૬ના પત્રનો અર્થ કરવો ? આનો જવાબ લ્યૂઅર્ડ ૩ણે કાંઈક નરમ પરંતુ ગોળગોળ ભાષામાં તા. ૧૦–૧૦–૧૮૪૬ ના દિને આપ્યો છે. છેવટે તા. ૫–૧૨–૧૮૪૬ના પત્ર નંબર

૩૭૮૮થી મુંબઇ સરકારે જણાવેલું કે કાયદાની કેટલીક બારીકીઓને લઈ આ તપાસ ચલાવવાથી ખાસ અર્થ સરે તેવું નથી લાગતું તેથી તે માંડી વાળવામાં આવી છે અને તેઓ અમદાવાદના ન્યાયાધીશ તરીકેનો અધિકાર હવે ગ્રહણ કરી શકશે.

આમ લ્યૂઅર્ડ સાહેબનો વિજય થતો લાગે છે પરંતુ કિસ્મતે આ દિશામાં શી રમત કરી તે જુઓ. તા. ૫મીનો મુંબઇ સરકારનો કાગળ લખાય છે તેજ દિને લ્યૂઅર્ડ સાહેબ પણ બીજો એક કાગળ સરકારને લખે છે અને તેમાં મુંબઇની સદર અદાલતના એક ન્યાયાધીશ સીમસન સાહેબ સામે કેટલાક આક્ષેપ કરે છે. લ્યૂઅર્ડ સાહેબ અમદાવાદ જવા ગલ્લાંતલ્લાં કરે છે પરંતુ બીજે સ્થળે જવા માટેની તેમની માંગણી સરકાર નકારે છે. તા. ૨૯-૧૨-૧૮૪૬ના લંબાણ પત્રમાં તેઓ સીમસન સાહેબ સંબંધી પોતાની ફરીઆદ વધુ વીગતવારે લખી મોકલે છે તે મુકદ્દમો ચલાવવા જેટલી પાયાદાર ન હોવાનું જણાવી સરકાર કહાડી નાંખે છે.

ઝનૂની બનેલા લ્યૂઅર્ડ સાહેબ આ ચુકાદાથી નારાજ થઈ તા. ૧૦-૧-૧૮૪૭ને દિને મુંબઈની સદર દીવાની અદાલત અને સદર ફોજદારી અદાલતને એ વિષે અરજ કરે છે, જે ત્યાં નામંજૂર થાય છે. કોર્ટ ઑફ ડિરેકટર્સે પણ આવી તપાસની આવશ્યકતા નહોતી સ્વીકારી.

લ્યૂઅર્ડ સાહેબના તા ૨૯- ૨-૧૮૪૬ના પત્રમાં એડવોકેટ જનરલે સરકારને તા. ૧૯-૯-૧૮૪૫ને દિને લખેલા એક પત્રનો ઉલ્લેખ થયો હતો. સરકારના મંત્રીએ તા ૧૨-૧-૧૮૪૭ને દિને તેમને પત્ર નંબર ૧૮૪૭ લખી પુછાવેલું કે 'એડવોકેટ

જનરલના મજકૂર પત્રની તમારી પાસે નકલ છે કે કેમ અને હોય તો કેવી રીતે મેળવી ?' આ પત્રનો જવાબ આપવાના લ્યૂઅર્ડ સાહેબ અખાડા કરે છે અને પરિણામે મુંબઈ સરકારના ન્યાયખાતા સાથના તેમના લંબાણ પત્રવહેવારની સમાપ્તિ આવે છે. પરંતુ આ પછીથી તેઓ પોતાનો દરજ્જો વીસરી જઈને તા ૯-૩-૧૮૫૦ને દિને થાણાથી મુબાઈના આગેવાન અખબાર "ટેલિગ્રાફ એન્ડ કુરિયર"ને એક ચર્ચાપત્ર મોકલે છે અને તે એ પત્રના તા. ૧૧મી માર્ચના અંકમા, તેમના નામ સાથે પ્રકટ થય છે. એ ચર્ચાપત્રમા સદર ન્યાયાધીશો સામે સખત ટીકા હતી સરકારના એક અમલદારે પોતાના જ ક્ષેત્રમાં કાર્ય કરતા વડાઓ સામે જાહેરમાં કરેલા આક્ષેપ અને તે પણ સરકારે એક બાબત એક વેળા બધ થએલી જાહેર કર્યા પછી પણ છપાય તે મત્તાવાળા ચલાવી શકે નહિ, એટલે તા ૨૯-૩-૧૮૫૩ ને દિને પત્ર નબર ૧૨૯૭ લખી સરકારે તેમને પુછાવ્યુ કે "ટેલીગ્રાફ અને કુરિયર"મા પ્રગટ થએલુ ચર્ચાપત્ર તમે જ લખ્યુ છે કે કેમ ?" એનો જવાબ 'હા' કે 'ના' લખવાને બદલે લ્યૂઅર્ડ સાહેબે તા. ૫-૪-૧૮૫૩ને દિને પોતાની લાક્ષણિક ઢબે જવાબ વાળ્યો કે આવી બાબતમા સરકારની દખલગીરી કાયદેસરની નથી, ભૂતકાળમા મારી સામે છાપામાં હુમલો થએલો ત્યારે તે પ્રત્યે સરકારે લક્ષ આપવાને ના પાડેલું વગેરે. સ્વાભાવિક રીતે સરકાર આવો જવાબ સાખી ન શકે તા. ૧૧-૪-૧૮૫૩ના પત્ર નંબર ૧૮૫૩થી સરકારે તેમને લખી જણાવ્યું કે 'તમો સ્પષ્ટ ના નથી લખતા અટલે તકરારી ચર્ચાપત્ર તમે જ લખેલું હોવાનું સરકાર માને છે એ કર્તવ્ય અયોગ્ય

હોઇ સરકારી નોકરીમાંથી તમને તહકૂબ કરવામાં આવે છે અને આખીય બાબત યોગ્ય નિર્ણય માટે કોર્ટ ઓફ ડિરેકટર્સ તરફ રવાના થશે.' તા. ૧૧મીના બીજા એક પત્રથી લ્યૂઅર્ડ સાહેબને તેમના હોદ્દાની જવાબદારી એ. ડી. રોબર્ટસન સાહેબને સોંપી દેવાને ફરમાન મળ્યું.

આમ સૂરતની પ્રજાના લાડીલા સપૂત અરદેશર કોટવાળને ઝિંદગીથી ઉખેડી નાંખવાની તમન્નાવાળા રોબર્ટ લ્યૂઅર્ડ સાહેબ પોતે જ જીદગીથી ઊખડી ગયા. અરદેશરની નોકરી તહકૂબ કરાવી તેમની સામા કામ ચલાવવામાં એ શરૂમાં સફળ નીવડયા ખરા, પરંતુ કોટવાળને માથેથી વિપત્તિના વાદળાં વિખેરાઈ ગયાં, એમનું ચારિત્ર્ય નિષ્કલંક પુરવાર થયું, પ્રજા અને રાજા તરફનું વધુ માન પ્રાપ્ત થયું, લ્યૂઅર્ડ સાહેબની ખટપટ ધૂળમાં મળી. હાર્યો જુગારી બમણું રમે તેમ સરકાર સાથે લખાપટ્ટી, હોંસાતોસી અને છેલ્લે જાહેર છાપામાં આક્ષેપો કરી એમણે પોતાની સાચી ફરજને વીસારી મૂકી, સરકારને શિખામણ આપવાની શેખી કરી અને અરદેશરને ઘર બેસાડતા એ પોતે જ ઘર બેસી ગયા.

## પ્રકરણ ૯
## કીર્તિને કળશે

અરદેશરની અનેકવિધ સેવાની કદર સરકારે જુદે જુદે પ્રસંગે છ દરબાર ભરીને અને તેમા તેમને માન અકરામ બક્ષીને કરી હતી. એમાના પાચ દરબાર તો એમને એકલાને માન આપવા કાજે જ સરકારે ખાસ યોજ્યા હતા

પહેલો દરબાર તા ૯-૧૦-૧૮૨૨ને દિને ભરાયો હતો એ સાચી રીતે તો અરદેશરના વડીલ બધુ પીરોજશાને માન આપવાને સરકારે યોજેલો સરકાર તરફથી એ પ્રસગે એમને ઈનાયત થએલા ગામ વગેરેની વિગત તો તેમને લગતા પ્રકરણમા જોઇ ગયા છીએ, પરતુ એ જ દરબારમા સરકારે અરદેશરને પણ પ્રથમવાર સારુ માન આપેલુ. એ વેળા એમના ભાઈ પીરોજશા ભેગા એમને પણ "તેજદાર ઘોડો ને સુદર સાહજ" સરકાર તરફથી ભેટ થયાં હતાં[1]

અરદેશરના માનમાં બીજો દરબાર તા ૧૮-૧-૧૮૨૬ને ભરાયો હતો. એમાં સૂરત આસપાસના દેશી રાજાઓ,

નવાબો વગેરે પણ ખાસ પધાર્યા હતા. એ વેળા સૂરતના કલેક્ટર સાહેબે સરકાર તરફની ભેટ અરદેશરને અર્પણ કરી અને તે પછી સૂરતના આઠસો અગ્રણી નાગરિક તરફનો અંજલિપત્ર વંચાયો હતો. તેમાં કોટવાળે શહેરની અનેકવિધ બજાવેલી સેવાની અપાર સ્તુતિ ગાવામાં આવી હતી.

ત્રીજો દરબાર ભરાયો તા. ૨૨–૧૨–૧૮૨૯ને દિને. આગળના બે દરબારોની સરખામણીમાં એ ઘણો વધારે ભવ્ય હતો. મુંબઈના તત્કાલીન સૂબા જોન માલકમ સાહેબ જાતે એ દરબારમાં પધારેલા અને સ્વહસ્તે અરદેશરને એક પાણીદાર ઘોડો, જરીઆન સાજ, કીંમતી ખેલાત–ઝબ્બો, સુંદર તલવાર [જે તલવારને કોટવાળ 'માલકમ તલવાર' કહીને ઓળખતા ને મહત્ત્વના પ્રસંગે જાહેરમાં કમરે લટકાવતા] અને "બહાદુર"નો ખિતાબ અર્પણ કર્યાં. એજ પ્રસંગે રૂપિયા ત્રણ હજારની વાર્ષિક આમદાનીવાળાં ચાર ગામ–"ચોરાશી પરગણાંને લગતાં બે ગામો મોજે ભેશતાંન અને શેનારી; તથા ચીખલી પરગણાંનાં બે ગામો કમબાડા અને બોરીઆચ"[૨] પણ બક્ષિસ કર્યાં હતાં.

એક દેશી અમલદારને પ્રાંતના વડાની હાજરીમાં મળનાર માન અકરામનો આ સમારંભ જોવાને વીસ હજારની માનવ મેદની એ પ્રસંગે એકઠી થએલી. આ પ્રસંગે અરદેશરને સલામી આપવા સરકારના ખાસ ફરમાનથી લશ્કરી ટૂકડીઓ જનરલ હેસમેનની સરદારી હેઠળ ખડી રહેલી અને દરબાર વિસર્જન થયા પછી લશ્કરી બેંડના સરોદ સાથે એક ટુકડી એમને સરઘસરૂપે ઘર મૂકી આવેલી. અરદેશરના સાહસ સેવાથી મુગ્ધ

થએલા માલકમ સાહેબે પોતાના પ્રવચનમાં અરદેશરની ભારે પ્રશંસા કરેલી અને આટલું ઓછું હોય એમ એક સુવર્ણ ચન્દ્રક મોકલી આપવાનું પણ જાહેર કરેલુ.

એ ચાંદ તૈયાર થતા તે ઈનાયત કરવાને તા ૧૪–૧૨–૧૮૩૦ ને દિને ચોથો દરબાર ભરાયો. એ શાનદાર મિજલસમા તે સમયના જ્યુડીશીઅલ કમિશનર જેમ્સ સધરલેન્ડ સાહેબને સ્વહસ્તે સરકાર તરફનો સુવર્ણ ચન્દ્રક અરદેશર બહાદુરની છાતી પર લટકાવેલો[3] આવો ચન્દ્રક મેળવવો એ તે સમયે તો મોટુ માન ગણાતુ અને અરદેશરના પ્રજાસેવાના અનેક કાર્યોની કદરરૂપે તે મળ્યું હતુ આ રહ્યા એ ચન્દ્રક પરનાં લખાણો— એક બાજુ અંગ્રેજી, બીજી બાજુ ગૂજરાતી

This Medal is presented
to Ardeshir Dhanjisha Bahadur,
Kotwal of Surat, in token of the high
sense entertained by the Bombay
Government of the diligence and
fidelity with which he has performed
his public duties, both as an officer
of police and in other capacities.

First January 1830

શ્રી

સુરત સેહરના કોટવાલ
અરદેશર ધનજીશાહ બહાદુરે
પોતાની કામગીરી અને કોટવાલીની

તથા સરકારી ખીદમત કોશીશથી તથા
દીઆનતદારીથી બજાવી તેથી શ્રી મુંબાઈની
સરકાર ઘણી રજામંદ થઈને પોતાની
મહેરબાનીની નીશાની ઈનાયત કીધી છે
તા. ૧ જાનેવારી સને
૧૮૩૦ ઇશવી.

પણ આ દરબારનું મહત્ત્વ બીજી દૃષ્ટિએ સવિશેષ છે. એમાં રૈયત તરફનું એક માનપત્ર પણ કોટવાળ બહાદુરને મળેલું. પ્રજાએ એમની અનન્ય સેવા માટે સ્પષ્ટ શબ્દોમાં નિર્દેશ કરી તેમનો આભાર માનેલો. સૂરતના નગરશેઠે એ વાંચી સંભળાવેલું. એ માનપત્રમાં એવું સ્પષ્ટપણે લખેલું છે કે "અમો સુરતની રૈયત રાતનાં ઉઘાડાં બારણાં મેલીને રહીએ છીએ ને ચોરોની કશી દેહેશત રહેતી નથી ને વળી ચોમાશાંમાં પણ બેફીકરથી રહીએ છઇએ ને તે શીવાએ કોઇ વકતે આફતે આશમાંનીથી અગનીની તથા પાણીની દેહેશત થાય છે તારે પણ એ અરદેશર બાહદર પોતાની જાતને શંભાલતા નથી ને રઈઅત સુખી થવાની તદબીર કરે છે."[૪]

આ માનપત્ર કોટવાળને ઈનાયત કરતાં સધરલેન્ડ સાહેબે યોગ્ય જ કહ્યું હતું કે સરકાર તરફના માન કરતાં પ્રજા તરફનું આ માનપત્ર વધારે ગૌરવભર્યું છે કારણ અરદેશર તરફની પ્રજાની ભક્તિપ્રીતિનો એ સ્પષ્ટ પુરાવો છે.

દરબાર વિસર્જન થતાં અરદેશરને ઠાઠમાઠભરી સવારીરૂપે તેમના મકાને લઈ જવામાં આવેલા.[૫]

સરકાર તરફના મોટા ઓદ્ધા પામનાર, ખિતાબ મેળવનાર, જાગીરો અને બીજાં ઘણાં માન મેળવનાર અને પોતાના નેવા કાર્યથી પ્રજાનુ છીગર સર કરનાર અરદેશર કોટવાળના શિર પર તે પછી એકાએક વિપત્તિની વાદળી ફરી વગી પોતાની સત્તાનો દુરુપયોગ કરવાનો આક્ષેપ ,ન્યાયધીશ ર્યૂઅર્ડ સાહેબે એમના પર મૂકયો. એમની નોકરી તહકૂબ થઈ અને જાહેર તપાર ચાલી એ યાદગાર તપાસને અંતે અરદેશર તદન નિર્દોષ પુરવાર થયા

એ ફરીઆદને લગતી વિસ્તૃત માહિતી આપણે આગલા પ્રકરણમા જોઈ ગયા છીએ. એનો ચુકાદો તા ૩૦-૧૧-૧૮૪૪ને દિને અપાયો હોવાનુ "પારસી પ્રકાશ"માથી જણાય છે ૧ એથી અરદેશર પોતાના અસલ ઓદ્ધા પર આવવાને ફરી લાયક ઠર્યા અને સરકારે તેમને ભારી માનમરતબા સમેત પાછા ઓદ્ધા પર બેસાડેલા પણ ખરા જેના નિષ્કલંક નામને બટ્ટો લગાડવા અદેખાઓએ આસમાન જમીન એક કર્યા તેને વિના વાંકે ભોગવવી પડેલી હાડમારીનો સરકારે સારો બદલો વાળી આપ્યો.

અરદેશર બહાદુરને તેમના ઓદ્ધાનો અખત્યાર પાછો સોંપવા માટે તા. ૨૮-૬-૧૮૪૫ને દિને સૂરતમા ફરી દબદબા-ભર્યો દરબાર ભરાયો એ થયો પાંચમો દરબાર એ દરબાર એક ડગલુ આગળ વધ્યો. વીરને દરબારમાં તેડી લાવવાને એન્ડરસન સાહેબ લશ્કરી ઠાઠમાઠથી તેમની વાડીએ ગયા હતા, અને સરઘસરૂપે માનમરતબાથી એમને દરબારમાં લઈ આવ્યા હતા દરબાર વિસર્જન થતાં એ જ રીતે તેમની વાડીએ પાછા મૂકી પણ આવ્યા હતા. પ્રજાની પ્રચંડ મેદનીએ પણ પોતાના

આ શૂરવીર, ત્યાગી, સેવાપરાયણ સપૂતને આખે રસ્તે બાદશાહી માન અને આવકાર આપ્યાં હતાં. બે મુદ્દા ખાસ નોંધપાત્ર છેઃ શહેરના તમામ ઢોલીઓ પોતાની રાજીખુશીથી સરઘસમાં જોડાયા હતા અને વાજીંત્રોના સૂરીલા સંગીતદ્વારા પોતાનો અને શહેરની સમસ્ત પ્રજાનો સંતોષ અને હર્ષ પ્રદર્શિત કર્યો હતો. બીજો—દરિયા મહેલથી તે નાણાવટના નાકા સુધી શહેરના તમામ માળીઓ ફૂલના ટોપલા સાથે ઊભા રહ્યા અને સરઘસ પસાર થતાં તેમણે અરદેશર બહાદુર પર ફૂલનો વરસાદ વરસાવ્યો. વ્યાપારી બારકસોએ તોપના ગડગડાટ કરી વીરને માન આપ્યું. એ વેળા પણ પ્રજા તરફથી હજારો સહી સાથનું મુબારકબાદીનું માનપત્ર કોટવાળને અર્પણ થયું હતું.[૯]

એન્ડરસન સાહેબનું એ વેળાનું પ્રવચન ખાસ ઉલ્લેખ માંગી લે છે. સુંદર શબ્દોમાં વીરની સ્તુતિ કરતાં એમણે જણાવેલું કે સરકારના ફરમાનથી તમને તમારા ઓદ્ધા પર માન સાથે ફરી બેસાડવાની ક્રિયા કરવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું છે તેથી મને ઘણો સંતોષ થાય છે. વિશેષ આ દરબારમાં તમને જાહેર મુબારકબાદી આપવાની સરકાર તરફથી મને આજ્ઞા મળી છે અને સદર ફોજદારી અદાલતના ન્યાયમૂર્તિઓએ પણ પોતાની સાચાં અંતરની લાગણી જાહેર કરવાને મને સૂચવ્યું છે. મારે શિરે આવેલું એ કાર્ય, સરકારના મંત્રીના સદર અદાલત જોગના અને એ અદાલતના મારા જોગના પત્રોમાંથી જરૂરી ભાગો અત્રે મોટેથી વાંચી સંભળાવવાથી બરોબર સરશે એમ હું ધારું છું.

પછી આ સંબંધીનો કેટલોક પત્રવહેવાર વાંચી સંભળાવી

એન્ડરમન સાહેબે કોટવાળને સંબોધીને વધુ જણાવેલું કે અરદેશર બહાદુર, હવે મારા પોતા તરફથી પણ થોડા શબ્દો ઉમેરવાની રજા લઉં છું. સરકારી કામે તમારા સાથે મને આ અગાઉ સંબંધ બંધાયો નહોતો, પરંતુ ગયા વીસ વરસ દરમિયાન તમારા વડા અધિકારીઓ તરીકે આવી ગયેલા ઘણાક સજ્જનોના ઘાડા સમાગમમાં હું આવવા પામ્યો છું. તેઓ બધાય તમારી કર્તવ્યપરાયણતા અને ચારિત્ર્ય માટે ઘણો ઊંચો ખ્યાલ ધરાવતા આવ્યા છે એ મારી જાતમાહિતીની વાત છે. તેઓએ પોતાની એ લાગણી ધી ઑનરેબલ ધી ગવરનર ઇન કાઉન્સિલને વખતો વખત જાહેર કરેલી અને પરિણામે સરકારે તમને જુદેજુદે પ્રસંગે માનચાંદથી નવાજેલા.

તમને જાહેરમાં માન આપવાને અગાઉ મળેલા ત્રણ પ્રસંગોમાંના સૌથી મહત્ત્વના પ્રસંગે હું હાજર હતો. સર જૉન માલકમ સન ૧૮૨૯માં જાતે પધારેલા અને તમે હાલ જે ખિતાબ ધરાવો છો તથા જે ચાં તમે હાલ લટકાવ્યો છે [જે તમને પાછળથી ઈનાયત થએલો] તે તમને બક્ષવાની તેમણે જાહેરાત કરેલી તે પ્રસંગનો હું ઉલ્લેખ કરું છું.

આ સંજોગોમાં તમારી સામે, તમને બક્ષવામાં આવેલી સત્તાનો દુરુપયોગ કરવા વગેરેના મુકાયેલા તોહમતો અને તમારી નોકરી તહકૂબ થયાની ખબર મેં સાંભળી ત્યારે મને કેટલું સખેદાશ્ચર્ય થયું હશે તેની કલ્પના કરી લેજો. તમારી કોઈક આર્થિક મુશ્કેલીમાંથી બચવા, બીજાઓની સંગાથે તમે આ શહેરની એક વિખ્યાત પેઢીને ભાંગી નાખવાની તરકીબ કરેલી એવો આક્ષેપ તમારી સામે મૂકાયેલો. આ ગંભીર તોહમતને કારણે ગમે એવા

મોટા અને માનીતા સેવકો સાથે પણ કાયદા અને ન્યાયના ધોરણે વર્તવાની સરકારની નીતિ અન્વયે, તમારી નોકરીની તહકૂબી અને તમારી તપસ અનિવાર્ય થઈ પડેલાં. એ મુજબ તમારી નોકરી તહકૂબ થઇ, તમારા સામે મહિનાઓ સુધી કામ ચાલ્યું, સમગ્ર સ્થાનિક સત્તાવાળાઓનો સૂર તમારી વિરુદ્ધ જતો જણાયો, પરંતુ લાંબી, ઊંડી અને નિષ્પક્ષ તપાસને અંતે તમને માનભેર છોડી મૂકવા પડયા.

એ મુદત દરમિયાન તમે જે કાંઇ સહન કર્યું છે તે માટે દિલાસો આપતાં હું કહીશ કે તમારી વિરુદ્ધના તોહમતની તપાસનું પરિણામ એ તમારા પ્રમાણિકપણા અને શુદ્ધ ચારિત્ર્યની એવી સ્પષ્ટ પુરવારી છે કે જેને લીધે જેમના મનમાં તમારે માટે સહેજ પણ સંદેહ કે વસવસો હોય તે હંમેશનો દૂર થઈ જવો જોઈએ. એ તપાસ અને પરિણામને લઈને જ તમને આજનું જાહેર માન આપવાનો પ્રસંગ સરકારે ઊભો કર્યો છે.

મારી છેવટની ફરજ તમને કોટવાળ અને પ્રિન્સિપલ સદર અમિનના ઓદ્ધા ફરી સંભાળી લેવાનું જણાવવાની છે. મને સંપૂર્ણ ખાતરી છે કે તમારામાં ખંત અને પ્રમાણિકપણાના જે ગુણ છે તેને લઇ તમે તમારી ફરજ ફરી એવી રીતે બજાવવાનું ચાલુ કરશો જેથી પ્રજા સેવાના જુદાજુદા ક્ષેત્રમાં આ અગાઉ કામ કરી તમે જે ભારે કીર્તિ સંપાદન કરી છે તે જળવાઈ રહે"

રાજા અને પ્રજા બન્નેનો કેટલો ભારે . આદર અરદેશરે પ્રાપ્ત કરેલો એનો પડઘો એન્ડરસન સાહેબના આ ઐતિહા-

મિક પ્રવચનમા સ્પષ્ટ સભળાય છે, અને એને લઇને જ એ વ્યાખ્યાન કઇક વિસ્તારથી અત્રે ઉતારવાનુ ઉચિત લાગ્યુ છે એમના કહેવા પ્રમાણે અરદેશર વિરુદ્ધની ફરીઆદનો ચુકાદો તેમના પ્રમાણિકપણાની સદા પ્રતીતિ આપશે

એ પછી બે વધુ વર્ષ ઓદ્ધો ભોગવી અરદેશર તા. ૨૪–૧૦–૧૮૪૯ને દિવસથી રાજીનામુ આપી સરકારી નોકરી માથી નિવૃત્ત થયા ૩૫ વર્ષ સુધી સરકાર અને પ્રજાની સેવામા કાયા ઘસી નાખી, પચાસ વર્ષની વયે એ નોકરીમાથી છૂટા થયા અને એમને સ્થાને બેજનજી પાલણજી નગરના કોટવાળ નીમાયા આ બેજનજી વીર અરદેશરનો જમણો હાથ લેખાતા. ફક્ત ચાર વર્ષ ઓદ્ધો ભોગવી એ અકાળે અવસાન પામ્યા ત્યારે અરદેશર બોલેલા કે ‘આજથી મારા શરીરનુ અડધુ કુબ્વટ તૂટી ગયુ છે’ સૂરત નાનપુરાનો એક રસ્તો “બેજનજી કોટવાળ મહોલ્લો” કહેવાય છે તે એમના જ નામ પરથી

પાત્રીસ વર્ષ સુધી અરદેશરે રાજા અને પ્રજાની નિષ્ઠાભરી ખીદમત કરેલી તેની પિછાનમા, તેમના માનમા તા ૧૨–૨–૧૮૪૯ ને દિને છઠ્ઠો–છેલ્લો દરબાર ભરાયો સૂરતના ન્યાયમૂર્તિ એન્ડ્રુસ સાહેબે એ પ્રસગે વીરાત્માની અનેકવિધ સેવાની પ્રશસા કરી, સરકાર તરફથી તેમનો આભાર માન્યો હતો એનો જવાબ આપતા અરદેશરે જણાવ્યુ હતુ કે મારા પૂર્વજોએ રાજા અને પ્રજાની ખીદમત કરવામા આનદ અનુભવ્યો હતો એવી સેવા કરતા જ મારા પિતા શહીદ બનેલા, મારા ભાઈએ પણ એ પથે ચાલવામા મોજ માનેલી અને મે પણ તેમનુ કેવળ અનુ કરણ કર્યુ છે સરકારની નોકરીમાથી હુ નિવૃત્ત થયો છુ, પરતુ

હું ખાતરી આપું છું કે રાજા અને પ્રજાના ભલા અર્થે મારી સેવાની હજીય જરૂર પડશે તો તે આપવાને હું પાછો નહિ પડું.[૯]

ને. અરદેશરે આ વચન પાળી પણ બતાવ્યુ. એ પછીથી સૂરતમાં મોટી રેલ આવી ત્યારે કોટવાળ બેજનજી પાલણજી સાથે એમણે શહેરની ખડેપગે સેવા કરેલી એમની એવી કર્તવ્યનિષ્ઠા જોઇને જ સરકારે એમને છ છ દરબારનુ અનુપમ માન આપ્યું હશે ને? એવુ માન મેળવનાર કોઈ બીજી વ્યક્તિ ઘણુ કરીને હિંદુસ્તાનના ઈતિહાસમા તો નથી થઈ



<u>ટિપ્પણ:</u>

૧. "મુંબઈ સમાચાર," તા ૨૧-૧૦-૧૮૨૨
૨. "પારસી પ્રકાશ," દફતર ૧, ભાગ ૩ (૧૮૭૯), પૃ ૨૨૧
૩. "Hi tory ot lhe Pirsis, Vol II (1884), Page 32.
૪. "પારસી પ્રકાશ," દફતર ૧, ભાગ ૩ (૧૮૭૮), પૃ ૨૩૪
૫. "મુંબઇ સમાચર", તા ૨૭-૧૨-૧૮૩૦.
૬. "પારસી પ્રકાશ" દફતર ૧, ભાગ ૫ (૧૮૮૦), પૃ ૪૪૧
૭. "પારસી પ્રકાશ," દફતર ૧, ભાગ ૫ (૧૮૮૦) પૃ ૪૫૭/૮
૮. "Gentlemen's Gazette," 4-7-1845
૯. "પારસી પ્રકાશ," દફતર ૧, ભાગ ૬ (૧૮૮૬), પૃ ૫૧૮/૯.



## પ્રકરણ ૧૦

## આથમતાં અજવાળાં

"અરદેશર કોટવાળ પોતાની વીરતાથી અમરત્વને પામ્યા છે. શૌર્ય અને રચનાત્મક કાર્યો તો ખરા જ પરંતુ સખાવતના ક્ષેત્રમાં પણ એમણે અખૂટ કીર્તિ સંપાદન કરી છે. એમની દરિયાદિલી સૂરતના દાનવીર સપૂતોની હરોળમાં એમનું નામ મોખરે મૂકાવે છે. એવી પણ નોંધ છે કે મુસીબતમાં આવી પડેલાની રાહત અર્થે એમણે રૂપિયા પચાસ લાખ આપ્યા છે.[1] સાંઇસાધુઓ અને ગરીબોને જમાડવા પાછળ, રસ્તા બાંધવા અને સમારવા ખાતે, સૂરત બહારથી પધારતા નામાંકિત નરનારીઓને બાદશાહી આવકાર આપવા અને તેમની પરોણાગત કરવા અંગે, ધાર્મિક મકાનોના બાંધકામમાં, કલાકારોને ઉત્તેજન આપવાના વિષયમાં, હાંડીઆ વગેરે નિભાવવા અંગે—એમ અનેકવિધ રીતે એમણે અઢળક ધન વાપર્યું હતું. શ્રી. એદલજી બરજોરજી પટેલ પોતાની "સુરતની તવારીખ"માં લખે છે:

"અરદેશરને... ....કોટવાલ, સદર અમીન તથા નેટિવ એજંટના ત્રણે દરજ્જા સામટા મળ્યા. તે ઓહ્દા ભારે ખેર-

ખાહીથી ચલાવ્યા. તે બજાવવામાં પગાર રૂા. ૧,૦૦૦નો ને ખરચ તેથી ચોગણો તેથી તેમણે કરજ કરીને ખરચ પૂરો કર્યો. એ કરજ ૪॥ લાખ રૂા. હતું. એ જ બતાવે છે કે અરદેશરમાં પ્રમાણીકપણું તથા નીમકહલાલી એ મુખ્ય ગુણો હતા."[૨]

બીજાઓના ભલા માટે મોટાં દાન કરનાર ઘણા વીરોની જીવનની સંધ્યા ઇતિહાસને ચોપડે મુસીબતભરી નોંધાઈ છે. અરદેશરને માટે પણ એ દુઃખદ સમો આવ્યો. જેમણે પારકાના ભલા માટે પુષ્કળ નાણું વાપર્યું હતું તે પોતે જ તંગ હાલતમાં આવી પડયા, મોટી રકમનું કરજ થયું અને લેણદારોના ટોણા ટપલાથી બચવા ડુમસ જઈને રહેવું પડયું. એમની નાણાં મુશ્કેલીની જાણ થતાં સૂરતના ન્યાયાધીશ હેબર્ટ સાહેબ ડુમસ દોડી ગયા, આશ્વાસન આપ્યું અને મુશ્કેલી દૂર કરવા યત્ન કરવાની ખાતરી આપી. એ ગોરા બચ્ચાએ તે જહેમત ઉઠાવી પણ ખરી, પણ તેનું શુભ પરિણામ આવે તે પહેલાં તો વીર અરદેશરનો આત્મા અમર પ્રદેશને પ્રવાસે ઊપડી ગયો. પ્રજાના ભલા માટે જાન પટકી નાંખનાર સૂરતનો શૂરો સપૂત આર્થિક તંગીમાં સપડાઈ, ફીકર, ચિંતા ને ગુંચવાડામાં ઘણાક દિવસો યાતના ભોગવી દાદારના દરબાર પ્રતિ કૂચ કરી ગયો. તા. ૧૫મી ફેબ્રુઆરી ૧૮૫૬ને દિને, ૬૦ વર્ષની વયે એમણે પરલોકનો પંથ લીધો.[૩]

અરદેશરના અવસાનના સમાચારથી સરકાર અને પ્રજા બન્ને દિલગીરીમાં ડૂબી ગયાં. તેમના ઉઠમણાની ક્રિયા માટે સૂરત ઉપરાંત મુંબઈમાં વાડિયાજીના આતશબહેરામમાં એક મોટી મિજલસ મળી ને ત્યાં પારસી કોમના અગ્રેસર નામદાર સર જમશેદજી જીજીભાઈ, પહેલા બેરોનેટ સાહેબે, સદ્‌ગતના પુણ્યાર્થે

સૂરતના આંધળા પાંગળા પારસીઓને મદદ કરવા માટે રૂા. ૧૫૦૦ ની સખાવત જાહેર કરી હતી.[૪] એ રકમ તા. ૨૯-૧૧-૧૮૫૬ ના શર્તપત્રથી પારસી પંચાયતને સુપુર્દ થએલી અને ટકા ૩ા ની સરકારી જામીનગીરીમાં રોકવામાં આવેલી. સૂરતના પારસીઓએ જાહેર ધાર્મિક ક્રિયાઓમાં તેમનું નામ, બીજા નામાંકિત નરોના નામ ભેગા, લેવાને ઠગવી સ્વર્ગસ્થનું બહુમાન કર્યું.[૫]

અરદેશરના લગ્ન હોરમસજી ભીમજી મોદીનાં પુત્રી આવાં બાઈ (૧૮૦૬ : ૧૮૭૦) જોડે થએલા અને એમનાથી, સત્તર જાગીર ધરાવનાર અરદેશરને, સત્તર ફરજંદ થયાં હતાં પરંતુ એમના અવસાન વેળા એમાંથી એક જ–જેહાંગીરશા (૧૮૩૫ : ૧૮૫૯) હયાત હતા. ભારે લાડમાં એ ઊછર્યા હતા. કહે છે કે એમની દરેક વર્ષગાંઠે મેવા મિઠાઇ અને નાણાંથી એમની તુલા થતી! રે કિસ્મત! તારી કેવી ક્રૂર રમત કે પુત્રને નાણે તોળનાર પિતા વારસામાં કરજ આપી ગયો! ને આવા પીલતન પિતાનો પુત્ર હોવા છતાં જેહાંગીરશાનું આયુષ્ય ઘણું ટૂંકુ નીવડયું. બાપના મરણ પછી માત્ર બે વર્ષ જીવી, તા. ૫મી માર્ચ ૧૮૫૯ને દિને, ૨૩ વર્ષની નાજુક વયે, પાછળ કશું સંતાન મૂકયા વિના એ અકાળે અવસાન પામ્યા. કોટવાળ પરિવારનું નામોનિશાન ખતમ થઈ ગયું. એક ખમીરવંતો વંશવેલો પડીને પાદર બન્યો!

અકાળે માર્ગે લાગી ગયા, એટલે એક વેળા ભારે જાહોજલાલી અનુભવનાર આ ખાનદાન બાનુઓની આર્થિક સ્થિતિ ઘણી નાજુક બની. છતાં એ બન્નેએ ચૌદ વર્ષનો લાંબો ગાળો સંતોષ સબુરી સાથે પસાર કર્યો. આવાં સંતોષ અને સબુરીનો બદલો તે સર્વશક્તિમાન સાહેબે કેટલે [illegible] આપ્યો એમ ઇતિહાસ કથે છે.

સન ૧૮૬૦નું સાલ છે.

એક અંગ્રેજ સજ્જન કોટવાળના મુકામ પર આવી ત્યાં ઊભેલા દરવાનને મકાનમાં કોણ રહે છે તે માટે પૂછપરછ કરે છે.

દરવાન તરફથી ત્યાં વસતાં બે બાનુઓનાં નામ જાણતાં તે બાઇઓને મળવાની પોતે ઇચ્છા દેખાડે છે.

દરવાન તેમને બાઇઓ સમક્ષ હાજર કરે છે.

એ અંગ્રેજ સજ્જન તે બેલેસીસ સાહેબ. અગાઉ એ સુરતમાં કલેકટરના મદદનીશ તરીકે આવી ગયેલા અને ત્યારે તેમને કોટવાળ સાથ સમાગમમાં આવવાનું થએલું. એ પછી એ સૂરત છોડી ગયેલા અને સન ૧૮૬૦માં કલેકટરના ચઢતા ઓદ્ધા પર નિમાઈ ફરી સૂરત આવ્યા હતા. એક વેળા જે કોટવાળ સાથે પોતાને ગાઢી મિત્રાચારી બંધાયેલી, એનાં કુટુંબીઓની મુલાકાતે તે હાલ પધાર્યા હતા.

તેઓ મળ્યાં: કલેકટર બેલેસીસ અને એક વેળા સૂરતની ધરતી ધ્રુજાવનાર અરદેશર કોટવાળનાં વિધવા પત્ની અને પુત્રવધુ. અરદેશર બહાદુરના એ કુટુંબીઓની આર્થિક સ્થિતિની

જાણું થતાં બેલેસીસ સાહેબનું હૃદય દ્રવી ઊઠયું. જેણે સૂરત શહેર માટે, તેની પચરંગી પ્રજા માટે આટઆટલું કર્યું તેના જ કુટુંબીઓ ખાખાવીખી હાલતમાં! દિલાસો આપી, ભારી હૈયે, બેલેસીસ સાહેબ ઊઠયા. પોતાનો શબ્દ પાળ્યો. એમની જહેમતને જશ મળ્યો. બન્ને બાઈઓને માટે સરકારી 'પેન્શન'ની જાહેરાત થઈ.

'પારસી પ્રકાશ''માંથી એ સંબંધી નીચલી વિગત મળે છેઃ

"એવણનાં [જેહાગીરશાના] મરણ પછી નામદાર સરકારે એમના બાપ મરહુમ ખાનસાહેબ અરદેશર બાહદુરની કીમતી નોકરીઓ ધીઆંનમાં લઈ ઈ સ. ૧૮૬૮ થી તે મરનારનાં વીધવા બાઈ આવાબાઈ તે સુરતવાલા મરહુમ શેઠ હોરમજજી ભીમજી મોદીના દીકરીને દર માસે રૂા. ૫૦] તથા એવણનાં [જેહાંગીરશાના] વીધવા બાઈ ડોશીબાઈ તે સુરતવાલા મરહુમ શેઠ એદલજી હીરજીભાઈ વાડીઆનાં બેટીને દર માસે રૂા. ૨૫]નું પેનશન, તેમજ બધેને મલી દર માસે રૂા. ૫૦]નુ મોગલાઇ લવાજમ તેમની હૈયાતી સુધી કરી આપ્યું હતું. એ પછી તે બધળી રકમો મેળવી દઈ ઈ. સ. ૧૮૬૯થી બધે બાઈઓની હૈયાતી સુધી રૂા ૧૨૫]નું માસીક લવાજમ આપતુ કીધું હતુ.

સવેળાની આવી મદદને કારણે આવાંબાઈ અને ડોસીબાઈના દિવસો કાંઈક રાહતે ગબડવા લાગ્યા. સાસુવહુની એ સંપીલી જોડી તા. ૨૯-૪-૧૮૭૦ને દિને અરદેશરના વિધવા આવાંબાઈનું ૬૯ વર્ષની વયે અવસાન થતાં ખંડિત થઈ. ડોસીબાઈ હવે સાસરિયાના મકાનમાં એકલા પડયાં. એમણે પોતાના ભાઈ સોરાબજી એદલજી વાડિઆ (૧૮૩૬ : ૧૮૯૪) પર સઘળી આશા બાંધી, પોતાના જાગીરી હકો તેમને અપાવ્યા પણ ત્યાં તો તા. ૧૬-૪-૧૮૯૪ને દિને ૫૮ વર્ષની વયે સોરાબજી ચાલતા થયા. અરદેશર કોટવાળના લેણદારોએ ફરી પોતાનાં નાણાં માટે દબાણ કર્યું અને સરકાર એ બાબતમાં સમજુતી કરવાના પ્રયાસ કરતી હતી તે દરમિયાન ડોસીમાઈ પણ તા. ૯-૯-૧૯૦૮ને દિને અવસાન પામ્યાં. એમના ધણી જેહાંગીરશાના અવસાન વેળા એમની વય ૧૭ વર્ષની હતી. ધણીના મરણ પછી એ પચાસ વર્ષ જીવ્યાં ને એ લાંબી મુદત દરમિયાન સરકાર તરફનુ 'પેન્શન' પામ્યાં.

સન ૧૮૭૦માં આવાંબાઈ અવસાન પામતાં સાસુજીના ભાગનું "પેન્શન પોતાને આપવા ને તેમાં વધારો કરવા બાઈ દોશીમાઈએ કરેલી અરજીથી નામદાર સરકારે બાઈ દોશીબાઈની હયાતી સુધી દર વર્ષે રૂા. ૧૯૦૦નું પેનશન આપવાનું નક્કી કીધું હતું જે મુજબ મરહુમ બાઈ દોશીબાઈને દર માસે રૂા. ૧૫૮ પોલીટીકલ પેનશન મલતું હતું."[૭૭]

ડોસીબાઈનું મરણ નીપજતાં કોટવાળની ઘણી ખરી જાગીરો હરાજીથી વેચાઈ ગઈ ને અરદેશર બહાદુરના નામોનિશાન નાબૂદ થવા સાથે તેમની એકવેળાની જાહોજલાલી વિલીન થઈ.

## ટિપ્પણ

૧ "——he gave away at least 50 lakhs in charity to help those rendered destitute by calamities" ["Parsi Lustre on Indian Soil" (1939), Page 310]

૨. "સુરતની તવારીખ" (૧૮૯૦), પૃ. ૨૫૬.

૩. સ્વ શ્રી હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ અરદેશરનો મરણ દિવસ તા ૧૫મી ફેબ્રુઆરી સન ૧૮૫૮ જણાવે છે ["અર્વાચીન ગુજરાતનુ રેખાદર્શન," ખડ ૧ (૧૯૩૫), પૃ ૨૧૯] પણ એ ભૂલ છે

૪. "મુબઈની પારસી પચાયત સાથે સબધ ધરાવતા કેટલાક ખાતાઓનો હિસાબ," સન ૧૯૨૭, પૃ ૧૨

૫. "નીરગ અને આફરીનગાનમા યાદ કરવામા આવતા નામીચા નર-

## પ્રકરણ ૧૧
## કોટવાળ અને કવિ

અઢારમી સદીના અંતમાં ઐતિહાસિક દૃષ્ટિએ સૂરતનું મહત્ત્વ ભારે હતુ. વેપાર-વણજ, હુન્નરઉદ્યોગ, કલાકારીગરી વગેરે પરત્વે તે સારાયે હિંદમાં મશહૂર હતું. 'બ્રિટિશ સલ્તનતનું પાલણું' [The Cradle of the British Empire'] તરીકે તેનું નામ પશ્ચિમમાં પણ જાણીતું હતું. તેની જાહોજલાલી જગજાહેર હતી અને તે કારણે "સૂરત-સોનાની મૂરત" એવા શબ્દો પ્રચલિત થયા. પરંતુ 'ચઢતી તેની પડતી' એ સૂત્ર માફક બહુ જાહોજલાલી જોયેલ અને અનુભવેલ સૂરતની પણ પડતી આવી અને તેમ થવામાં મુંબઈની પ્રગતિ સાથે સૂરતની ઐતિહાસિક આગો અને રાક્ષસી રેલો કારણભૂત હતી.

સૂરતના સુંદર નામને શોભાવી ગયેલી, શણગારી ગયેલી ગઈ સદીની બે વિખ્યાત વ્યક્તિઓ તે કોટવાળ અરદેશર અને કવિ નર્મદ આ બે નરવીરોએ પોતાના આત્મભોગ અને સેવાકાર્યદ્વારા ફક્ત સૂરતના જ નહિ, પરંતુ સમગ્ર ગૂજરાતના ગઈ સદીના ઇતિહાસમાં શાશ્વત સ્થાન કરી લીધું છે. સૂરતની

જમીનદોસ્ત થએલી જાહોજલાલી માટે કવિ નર્મદે કરેલો અશ્રુપાત–"આ તે શા તુજ હાલ સુરત સોનાની મૂરત"–ગુર્જર સાહિત્વમાં અમરત્વ પામ્યો છે. કલમને કાજે કુરબાની કરી, પારાવાર મુશીબત અને મુશ્કેલી વચ્ચે, કહો કે પોતાના લોહીથી, ગૂજરાતી સાહિત્યનાં વિવિધ અંગો ખીલવી એ કવિવીરે સૂરતના નામને શોભાવ્યું છે. જેના નામ માત્રથી આપણી છાતી ગજગજ ઊછળે એવા એ સૂરતના સપૂતનું કશું જ સ્મારક કરવાની તેના વતન સૂરતે તેના જન્મ પછીનાં એકસો વર્ષ સુધી જરૂરિયાત નહોતી પિછાણી.

સૂરતની જાહોજલાલીને ખાખરાખ કરનાર આગ અને રેલ વેળા તેની પ્રજાની ખિદમતમાં પોતાના જર અને જાન અર્પણ કરનાર તે સમયનો સૂરતનો સેવાપરાયણ કોટવાળ તે અરદેશર બહાદુર. સૂરત અને તેની અનરાફના વિસ્તારમાંથી ચોરલૂંટારાનું નિકંદન કાઢવામાં તેણે દાખવેલી બુદ્ધિ અને શક્તિ જગતની કોઇ પણ પ્રજાને ગર્વ ઉપજાવે એવાં હતા.

પરંતુ કાળબળે સૂરતવાસીઓ પોત વીસર્યા હતા. સહેલાણીપણા માટે સુવિખ્યાત સૂરતીઓ કવિ અને કોટવાળને ભૂલી ગયા હતા. અભ્યાસ અર્થે કવિતા ભણતા વિદ્યાર્થીઓ એટલું જાણતા કે નર્મદાશંકર લાલશંકર નામનો એક કવિ ગૂજરાતમાં થઇ ગયેલો અને તેણે કેટલીક કવિતા ગૂજરાતી ભાષામાં રચેલી ને તેમાંની "જય જય ગરવી ગુજરાત"ની કવિતા લોકપ્રિય છે. નર્મદ માટેનું એમનું ભંડોળ એટલામાં પૂરું થઈ જતું. બીજા ઘણાઓને તો એ ખ્યાલે નહોતો.

નર્મદને તો તેની કવિતાએ એટલો પણ જીવાડયો, પરંતુ

કોટવાળનું નામ તો સાવ ભૂંસાઈ ગયું. કુટુંબી પુરાણી વાડી "અરદેશર કોટવાળની વાડી" તરીકે વૃદ્ધો વચ્ચે ઓળખાવી ચાલુ રહેલી અને તેમના વંશજો પાસે સચવાઈ રહેલી સ્વામી નારાયણની પાઘને કારણે અરદેશર કોટવાળ જેવી કોઈ વ્યક્તિ સૂરતમાં ગઈ સદીમાં થઈ ગયેલી એમ કોઇક જાણતા. તેમનાં સાહસકર્મો, તેમની સખાવત, તેમનું શૂરાતન અને તેમની બીજી અનેક અનન્ય સેવાઓનું થોડાક વૃદ્ધોને બાદ કરતાં કોઇને સ્મરણ રહ્યું નહોતું.

કોટવાળ તથા કવિનાં નામ અને કામ જાણે સૂરતની ઐતિહાસિક આગોમાં જલી ગયાં હતાં, તેની રાક્ષસી રેલોમાં તણાઇ ગયાં હતાં બેકદર સૂરત! ભાનભૂલું સૂરત!

વર્ષો વહી ગયા.

ગૂજરાતની અસ્મિતા પુન: પ્રગટાવવા પ્રયાસ કરનાર, ગુર્જર સાહિત્યના એક ભભૂકદાર સિતારા શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશીએ કવિ નર્મદની જન્મ શતાબ્દી ટાંકણે [સન ૧૯૩૩] તેની સેવાનાં સ્મરણ તાજા કરવાને બીડું ઝડપ્યું અને તેમ કરવામાં ફત્તેહમદ થયા ત્યારે જ જંપ્યા. એમના પ્રયાનોને પરિણામે ગૂજરાત અને બૃહદ્ ગૂજરાતમાં ઠેરઠેર નર્મદ શતાબ્દીનો પ્રસંગ યોગ્ય રીતે ઉજવાયો. નર્મદની સેવાનું સાચું ભાન સૂરતને–સમગ્ર ગૂજરાતને આ વેળા થયું.

સૂરત શહેરમાં જે રસ્તા પર એમનું ઘર આવેલું એનું "આમલીરાન" નામ બદલી તેને "નર્મદ ચકલો" બનાવ્યો, પરંતુ એક સાંકડી શેરી સાથે નર્મદનું નામ સંકળાય તેથી હવે જાગ્રત થએલો સૂરતીઓનો આત્મા સંતોષાય એમ

નહોતું. નર્મદના સ્મારક અર્થે કાંઈ વધુ કરવાની આવશ્યકતા તેમને સમજાઇ અને સૂરતનાં કેટલાક ઉત્સાહી ભાઈબહેનોની જહેમતને પરિણામે રાણીબાગમાં "પ્રેમ "અને શૌર્ય"ના એ પરમ પૂજારીની પ્રતિમા ગોઠવાઈ. નર્મદના જન્મ પછી એકસો વર્ષ વીતી ગયા બાદ સૂરત અને તેની પ્રજાએ કવિની સેવાનું સાચું મૂલ્ય પિછાણ્યું ને તેનું સારું સ્મારક ચણ્યું.

પરંતુ કોટવાળ?

વીર અરદેશર કોટવાળનું ભૂંલાઈ ગયેલું નામ સને ૧૯૩૬ થી પ્રજાને ફરી વંચાવા લાગ્યું. અરદેશરે દાંડિયાની પ્રથા શરૂ કરેલી. એ દાંડિયાનું કામ રાતના દાંડી પીટી પ્રજાને જાગતં રાખવાનું અને મહોલ્લાઓમાં ચોકી કરવાનું હતુ. નર્મદે એ જ નામનું-"ડાંડિયો"-પખવાડિક પત્ર સન ૧૮૬૪ની પહેલી સપ્ટેમ્બરથી શરૂ કરેલું. મહોલ્લાઓમાં દાંડી પીટી પ્રજાને જાગ્રત રાખતા દાંડીઆ માફક નર્મદની ઈચ્છા પણ પોતાના પત્રમાં ચર્ચા કરી સમાજના દુષ્ટ રિવાજો પ્રત્યે પ્રજાને જાગ્રત કરવાની હતી. એ પત્ર વચમાં થોડો વખત બંધ રહી, ફરી શરૂ થઇ અંતે તા. ૧લી જાન્યુઆરી ૧૮૭૦થી "સન્ડે રિવ્યૂ" નામના પત્ર સાથે જોડાઈ ગયેલું[1] અને ત્યારથી "સન્ડે રીવીઉ તથા ડાંડિયો"ને નામે બહાર પડતું.

શ્રી. સોરાબજી ખરશેદજી ઈજનેરે તા. ૨-૧-૧૮૬૮થી "સન્ડે રિવ્યૂ" નામનું રવિવારે પ્રગટ થતું સાપ્તાહિક શરૂ કરેલું તે સન ૧૮૭૧ સુધી ચાલીને બંધ પડયું હતું.[2] નર્મદ અને તેના સાક્ષર મંડળનું "ડાંડિયો" સન ૧૮૬૯ની આખરે "સન્ડે રિવ્યૂ" નામના અખબાર સાથે જોડાઇ ગયેલું તે શ્રી.

કોટવાળનું નામ તો સાવ ભૂંસાઈ ગયું. કુટુંબી પુરાણી વાડી "અરદેશર કોટવાળની વાડી" તરીકે વૃદ્ધો વચ્ચે ઓળખાતી ચાલુ રહેલી અને તેમના વંશજો પાસે સચવાઈ રહેલી સ્વામી નારાયણની પાઘને કારણે અરદેશર કોટવાળ જેવી કોઈ વ્યક્તિ સૂરતમાં ગઈ સદીમાં થઈ ગયેલી એમ કોઇક જાણતા. તેમનાં સાહસકર્મો, તેમની સખાવત, તેમનું શૂરાતન અને તેમની બીજી અનેક અનન્ય સેવાઓનું થોડાક વૃદ્ધોને બાદ કરતાં કોઇને સ્મરણ રહ્યું નહોતું.

કોટવાળ તથા કવિનાં નામ અને કામ જાણે સૂરતની ઐતિહાસિક આગોમાં જલી ગયાં હતાં, તેની રાક્ષસી રેલોમાં તણાઇ ગયાં હતાં બેકદર સૂરત! ભાનભૂલું સૂરત!

વર્ષો વહી ગયાં.

ગૂજરાતની અસ્મિતા પુનઃ પ્રગટાવવા પ્રયાસ કરનાર, ગુર્જર સાહિત્યના એક ભભૂકદાર સિતારા શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશીએ કવિ, નર્મદની જન્મ શતાબ્દી ટાંકણે [સન ૧૯૩૩] તેની સેવાનાં સ્મરણ તાજા કરવાને બીડું ઝડપ્યું અને તેમ કરવામાં ફત્તેહમંદ થયા ત્યારે જ જંપ્યા. એમના પ્રયાસોને પરિણામે ગૂજરાત અને બૃહદ્ ગૂજરાતમાં ઠેરઠેર નર્મદ શતાબ્દીનો પ્રસંગ યોગ્ય રીતે ઉજવાયો. નર્મદની સેવાનું સાચું ભાન સૂરતને–સમગ્ર ગૂજરાતને આ વેળા થયું.

સૂરત શહેરમાં જે રસ્તા પર એમનું ઘર આવેલું એ માર્ગનું "આમલીરાન" નામ બદલી તેને "નર્મદ ચકલો" બનાવ્યો, પરંતુ એક સાંકડી શેરી સાથે નર્મદનું નામ સંકળાય તેથી હવે જાગ્રત થએલો સૂરતીઓનો આત્મા સંતોષાય એમ

નહોતું. નર્મદના સ્મારક અર્થે કાંઈ વધુ કરવાની આવશ્યકતા તેમને સમજાઇ અને સૂરતનાં કેટલાક ઉત્સાહી ભાઈબહેનોની જહેમતને પરિણામે રાણીબાગમાં "પ્રેમ અને શૌર્ય"ના એ પગમ પૂજારીની પ્રતિમા ગોઠવાઈ. નર્મદના જન્મ પછી એકસો વર્ષ વીતી ગયા બાદ સૂરત અને તેની પ્રજાએ કવિની સેવાનું સાચું મૂલ્ય પિછાણ્યું ને તેનું સારું સ્મારક ચણ્યું.

પરંતુ કોટવાળ?

વીર અરદેશર કોટવાળનું ભૂલાઈ ગયેલું નામ સને ૧૯૩૬ થી પ્રજાને ફરી વંચાવા લાગ્યું. અરદેશરે દાંડિયાની પ્રથા શરૂ કરેલી. એ દાંડિયાનું કામ રાતનો દાંડી પીટી પ્રજાને જાગ્રત રાખવાનું અને મહોલ્લાઓમાં ચોકી કરવાનું હતુ. નર્મદે એ જ નામનું—"દાંડિયો"—પખવાડિક પત્ર સન ૧૮૬૪ની પહેલી સપ્ટેમ્બરથી શરૂ કરેલું. મહોલ્લાઓમાં દાંડી પીટી પ્રજાને જાગ્રત રાખતા દાંડીઆ માફક નર્મદની ઈચ્છા પણ પોતાના પત્રમાં ચર્ચા કરી સમાજના દુષ્ટ રિવાજો પ્રત્યે પ્રજાને જાગ્રત કરવાની હતી. એ પત્ર વચમાં થોડો વખત બંધ રહી, ફરી શરૂ થઇ અંતે તા. ૧લી જાન્યુઆરી ૧૮૭૦થી "સન્ડે રિવ્યૂ" નામના પત્ર સાથે જોડાઈ ગયેલું[1] અને ત્યારથી "સન્ડે રીવીઉ તથા દાંડિયો"ને નામે બહાર પડતું.

સોરાબજી ઈજનેરનું આ "મન્ડે રિવ્યૂ"જ હશે એમ માનવું વાજબી છે. સાત દસકા પછી સન ૧૯૩૬ની પહેલી માર્ચથી સૂરતના "ગાંડીવ સાહિત્ય મંદિર"ના સંચાલક શ્રી. નટવરલાલ મૂળચંદ વીમાવાળાએ ફરી "દાંડીઓ" નામનું અઠવાડિક અખબાર શરૂ કર્યું, અને એ પત્રમાં અગ્રલેખના પૃષ્ઠ પર નીચલી નોંધ લાંબો સમય સુધી ચાલુ રાખીઃ

> "દાંડીઓ એટલે ચોકીબાન—રાતના ડોલકી વગાડી ફરતો પહેરેગીર. એ પ્રથા ગઈ સદીની અધવચ સુરતના પારસી વીર અરદેશર કોટવાળે શહેરની પ્રજાને ચોર લુટારાથી બચાવવા સુરતમાં શરૂ કરી હતી; એ નામનું પત્ર કવિ નર્મદે સને ૧૮૬૪માં કાઢ્યું હતું, તેની યાદ તરીકે આ પત્રનું નામ દાંડીઓ રાખેલું છે."

આ નોંધને લઈ અરદેશર કોટવાળ બહાદુરનું નામ પ્રજાની નજર સામે ફરી રજૂ થતું રહ્યું. કોટવાળના કાર્યના પ્રશંસક એરવદ એરચશા બમનજી દસ્તૂર કુમાનાનું આ નોંધ પ્રત્યે લક્ષ એંચાતાં તેમને લાગ્યું કે આ "દાંડિયો" પત્ર અને તેના તંત્રી દ્વારા વીરાત્મા અરદેશરને લગતી વીસરાઈ ગયેલી વિગતો બહાર પડે તો સૂરતની પ્રજા પોતાના એક મહાન સપૂતના નામકામથી માહિતગાર બને. આ ઉદ્દેશથી વીર અરદેશરને લગતો એક .ણો ગરબો એમણે શ્રી. નટવર વીમાવાળાને મોકલ્યો. એ જ .. . શ્રી. વીમાવાળાના હાથમાં હેન્રી જ્યોર્જ બ્રિગ્ઝનો કિમતી ગ્રંથ "The Cities of Gujarashtra" આવી પડયો. એમાં બ્રિગ્ઝે

અરદેશર સાથની પોતાની મુલાકાત વગેરેનાં આપેલા વર્ણનનો ગૂજરાતી તરજૂમો અને કોટવાળનો ગરબો શ્રી. નટવરલાલ વીમાવાળાએ સન ૧૯૩૬ના સપ્ટેમ્બરમાં "દાંડીઓ"ના પહેલા પતેતી અંકમાં રજૂ કર્યાં.

આને લઈને અરદેશર કોટવાળને લગતી કેટલીક વિગત પ્રજાને જાણવા મળી. એ માહિતી પ્રજાની પ્રશંસા પામી. એથી ઉત્તેજિત થઈ શ્રી. નટવરલાલ વીમાવાળાએ કેટલીક વધુ માહિતી મેળવીને "દાંડિયો"માં પ્રગટ કરી ને અરદેશરનું નામ ફરી પ્રજાને મુખે ચઢયું. એટલેથી સંતોષ ન પામતાં એમણે કોટવાળને લગતો એક રસિક કાર્યક્રમ રચ્યો જે મુંબાઈ આકાશવાણી દ્વારા તા. ૧૨-૯-૧૯૪૧ને દિને સંભળાયો એ કાર્યક્રમ પ્રજાને પસંદ પડયો અને તેની ઇચ્છાને માન આપી મુબાઈ રેડિયો મથકના સંચાલકોએ તે તા. ૨૧-૩-૧૯૪૨ને દિને ફરી રજૂ કર્યો. કોટવાળ બહાદુરની જીવનઝરમર આમ અનેક સ્થળે સંભળાઇ.

આ રસિક કાર્યક્રમને લઇ અરદેશર કોટવાળનુ નામ પ્રજામાં ખૂબ જાણીતુ થઈ પડયુ. લોકો સ્વાભાવિક રીતે પ્રશ્ન કરવા લાગ્યા કે સૂરત અને તેની સમગ્ર પ્રજાની સેવામા આખુ જીવન અર્પણ કરતાર આ નરવીરનુ નામ ભૂલાઈ ભૂસાઈ કેમ ગયેલુ ? એનો જવાબ સ્પષ્ટ હતો. કોઈ ઝળકતા સ્મારકને અભાવે ગમે એવા મહારથીનું નામ ભૂસાઈ જાય એમા શી નવાઇ ? તો એમ ફરી ન થાય, ભાવિની પ્રજામા પણ એ વીરનાં નામ કામ જીવત રહે અને તેમનામા વીરત્વ પ્રત્યે

પૂજ્યભાવ પ્રકટે તે માટે અરદેશરના અનુપમ સેવાકાર્યને છાજે એવુ એમનુ સ્મારક કરવુ રહ્યુ.



ટિપ્પણ :

૧ "લીના સૂકા પાન" (૧૯૪૨), પૃ ૨૨.

૨ "પારસી પ્રકાશ," દફ્તર ૨, ભાગ ૩ (૧૮૯૪), પૃ ૨૪૫

## પ્રકરણ ૧૨
## સ્મરણાંજલિ

અરદેશર કોટવાળને લગતો રેડિયો પરથી રજૂ થએલો ને પાછળથી "દાંડીઓ"માં પ્રસિદ્ધ થએલો રસિક કાર્યક્રમ સાંભળ્યા-વાંચ્યા પછી એમના સ્મારકને લગતી પ્રવૃત્તિ ઉપાડી લેવાનો વિચાર અમારા મનમાં ઘોળાયા કરતો હતો, પરંતુ કોટવાળ બહાદુરનું સ્મારક શું હોવું ઘટે એ પ્રથમ નક્કી કરવાની આવશ્યકતા હતી. "પ્રેમ અને શૌર્ય"નો ગૂજરાતને મંત્ર આપનાર કવિ નર્મદની પ્રતિમા માફક "પ્રેમ અને શૌર્યના" સિદ્ધાંતોને પોતાના જીવનમાં ઉતારનાર અરદેશર કોટવાળની પ્રતિમા પણ શહેરના કોઈ મહત્ત્વના સ્થળે મુકાય એ યોગ્ય હતું, પરંતુ કોટવાળની આબેહૂબ છબીની ગેરહાજરીમાં ત્યારે તેમ કરવું શકય નહોતું. એ સંજોગમાં, કોટવાળે કરેલી શહેર અને પ્રજાની અનુપમ સેવા-ખિદમત જોતાં શહેરના એકાદ મહત્ત્વના ધોરી માર્ગ સાથે તેમનું નામ સંકળાય એ અમને ઉચિત લાગ્યું અને તેમ કરવાને સૂરત શહેર સુધરાઈને વિનંતિ કરતો ઠરાવ "સુરત પારસી મિત્ર મંડળ"ની કાર્યવાહક સમિ-

તેની તા. ૧૯-૧૦-૧૯૪૧ને દિને મળેલી સભામાં અમે રજૂ કર્યો. દસ્તૂરજી નવરોજી એદલજીના અનુમોદન સમેત એ ઠરાવ સર્વાનુમતે પસાર થયો.

મજકૂર પ્રસ્તાવ જાહેર વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થતાં તેને સર્વત્ર સુંદર આવકાર મળ્યો. સૂરતના પુરાણા અને આગેવાન પત્ર "ગુજરાત મિત્ર અને ગુજરાત દર્પણ"ના તા. ૫-૧૧-૧૯૪૧ ના અંકના અગ્રલેખમાં તેના તંત્રીએ જણાવ્યું હતું કેઃ

"આજની ઊગતી તેમજ આવતી કાલની પ્રજા મહાપુરૂષોના જીવનમાંથી, તેમણે કરેલા મહાકાર્યોમાંથી પ્રેરણાના પીયુસનું પાન કરીને તેમને પગલે ચાલવા પ્રેરાય તે માટે થઈ ગએલા.... વિદ્યમાન મહાપુરૂષોના સ્મારકો આવશ્યક મનાયાં છે. કમનસીબે સુરત શહેરે આ દિશામાં ઝાઝું લક્ષ્ય આપ્યું જણાતું નથી પરંતુ સુરત જેવા સુધરેલા અને સંસ્કારી મનાતા શહેરને માટે શોભાસ્પદ નથી. ગઈ સદીમાં ને તે અગાઉ સુરતમાં અનેક એવા પુરૂષો થઈ ગયા છે જેમણે તેમના કાર્યોથી સુરતનું નામ જગતમાં જાણીતું કર્યું છે અને સુરતનો કીર્તિધ્વજ દેશ-પરદેશમાં ફરકાવ્યો છે. આવા મહાપુરૂષોના યોગ્ય સ્મારક કરવાનું ખુશનશીબ હજી સુધી સુરતને શા માટે પ્રાપ્ત થયું નથી એ અમારે માટે મહદ્ આશ્ચર્યનો વિષય છે.

"સુરતે આ વિષયમાં અત્યાર સુધી ગુન્હાહીત બેદરકારી બતાવી છે, પરતુ હવે શહેરના કેટલાક ગૃહસ્થોનું આ દિશામાં ... ખેંચાયું છે, ને ભૂતકાળમાં શહેરમાં થઈ ગએલા મહાન નરોમાના કોંક કોંકનું સ્મારક કરવાની હીલચાલ તેમણે કરવા માંડી છે, તેને અમે આવકારપાત્ર લેખીએ છીએ. ખાસ કરીને

સુરતના સપૂત, વીર અરદેશર કોટવાળના સ્મારક સંબંધમાં થઈ રહેલી હીલચાલ વિષે અમો આ લખી રહ્યા છીએ. આ વીર પુરૂષના સ્મારકને માટે જે સૂચના થઇ છે-તે એટલી વ્યવહારૂ છે કે તેનો અમલ થવામાં લેશ-માત્ર પણ વિલંબ થવો જોઇતો નથી."

કોટવાળ બહાદુરનું નામ પ્રજામાં ફરી જાણીતું કરનાર "દાંડીઓ" પત્ર માટે તો આ ગૌરવનો વિષય હતો. તેણે એક કરતા વધુ પ્રસંગે "અરદેશર કોટવાળ રસ્તા"ની આવશ્યકતા જોશીલા અગ્રલેખ, નોંધ વગેરે દ્વારા સ્પષ્ટ કરી. સૂરત અને સૂરત બહારનાં વર્તમાનપત્રોમાં સંખ્યાબંધ ચર્ચાપત્રો-લેખો પ્રગટ થયાં, જેમાં કોટવાળના સ્મારક માટે થએલી સૂચના સુયોગ્ય હોવાનું જણાવી તે સત્વર સ્વીકારી લેવાને સુધરાઇને વિનંતિ થએલી. એમાં નોંધપાત્ર બાબત એ હતી કે જેમ કોટવાળની સેવાએ નાતજાત નહોતી જોઈ તેમ તેના સ્મારક માટે પોકાર કરનારા પણ હિંદુ, મુસ્લિમ, પારસી-સઘળી જાતના હતા. સૂરતનાં બીજાં બે અખબાર "મુસ્લિમ ગુજરાત" અને "પડકાર" પણ પ્રજાની આ માંગણીને સમર્થન આપવામાં સહર્ષ સામેલ થએલાં.

કોટવાળ સ્મારકની આ ચળવળે પ્રજામાં વીર અરદેશર માટે વધુ માહિતી મેળવવાને ઉત્કંઠા પ્રેરી. એ દિશામાંની તેમની માહિતીતરસ છીપાવવા કાજે "દાંડીઓ" સાપ્તાહિકમાં અમે "કોટવાળ લેખમાળા" કેટલાક અંકો સુધી રજૂ કરી. એ દરમિયાન કોટવાળ સ્મારકની ચળવળ શરૂ કર્યાને પાંચ માસ પૂરા થયા હતા પરંતુ સુધરાઈમાં એ મતલબનો ઠરાવ રજૂ થવાનાં

કશાં જ ચિન્હ જણાતાં નહોતા

તા. ૧૫મી ફેબ્રુઆરી ૧૯૪૨ને દિને વીરની પહેલી સવત્સરી નિમિત્તે "સુરત પારસી મિત્ર મંડળ" અને "ધી એમ ટી બી. કૉલેજ ઝોરોસ્ટ્રીઅન એસોસિયેશન"ના સંયુક્ત આશ્રયે શેઠ રતનજી એદીની ધર્મશાળાના ચોગાનમાં જાહેર સભા મળી. મુબઈ સરકારના હુન્નર ઉદ્યોગખાતાના માજી વડા શ્રી ફકીરજી એદલજી ભરૂચાએ મુબઈથી પધારી એ યાદગાર સભાનુ પ્રમુખસ્થાન શોભાવ્યુ હતુ. જેઓ એ સભામાં હાજર હતા, તેઓ લાંબા કાળ સુધી તે ભૂલી શકશે નહિ સભા વિરાટ હોવા છતા તેમા અજબ શિસ્ત અને શાતિ જળવાયા હતા. સભામાં હાજર રહેલા અમારા એક મહાસભાવાદી હિદુ મિત્રે અમને કહેલુ કે 'આવી શાતિમય, આવી વિરાટ છતા આટલી વ્યવસ્થિત સભા સૂરતમા હું પહેલી જ જોઉ છુ.'

અરદેશર બહાદુરના સ્વર્ગવાસ પછી લાબે કાળે એમની અનુપમ સેવાની યાદ તાજી કરવાને અને એમના સ્મારક અર્થે સૂરત શહેરના એકાદ મહત્ત્વના માર્ગ સાથે તેમનુ નામ સાકળવાને સૂરત શહેર સુધરાઇને વિનતિ કરવાને મળેલી એ યાદગાર સભામા "અરદેશર કોટવાળ રસ્તા"ની માગણી કરતો ઠરાવ રજૂ કરવાનુ સુભાગ્ય અમને સાપડયુ હતુ. અમારે મન એ મોટું માન હતું એ માન માટેની અમારી લાયકાત અલ્પ

યોગ્ય વિચાર્યું છે. આ રહ્યો એ ઠરાવ:

" "સુરત પારસી મિત્ર મંડળ" અને "ધી એમ. ટી. બી. કોલેજ ઓરેગ્ટ્રીઅન એસોસિયેશન"ના સંયુક્ત આશ્રયે તા. ૧૫-૨-૪૨ને દિને સુરતના પારસીઓની મળેલી આ જાહેર સભા, સુરતના શૂરવીર, સ્વભોગી અને સેવાપરાયણ સપૂત શેઠ અરદેશર ધનજીશા કોટવાળ બહાદુરના સ્મારક અર્થે સુરતના એકાદ મુખ્ય માર્ગને તેમનું નામ આપવાને થએલી સૂચનાને અંતઃકરણપૂર્વક ટેકો આપે છે.

અમર વીર અરદેશર કોટવાળ બહાદુરે ચોરલૂટારાનો ત્રાસ નાબુદ કરી, પોતે ઉજાગરા કરી સુરતની પ્રજાને નિંદ્રા આપી, સુરતની ઐતિહાસિક આગ અને રેલની આફતો વેળા પ્રજાની સેવામાં જાન પટકી નાંખી અને વિવિધ દિશામાં યાદગાર કર્તવ્યો કરી સુરતની અનન્ય સેવા બજાવી છે અને સુરતના નામને ઉજાળ્યું છે.

એવા એ નામાંકિત નરવીરના સ્મારક માટે બે મત હોઇ શકે નહિ. સુરતના એકાદ ધોરી રસ્તા સાથે એમનું નામ જોડવાથી એમનું સ્મરણ જળવાશે એમ આ સભા માને છે તેથી સુરતના એકાદ મુખ્ય માર્ગને "અરદેશર કોટવાળ રસ્તો" નામ આપવાને સુરત શહેર સુધરાઇને વિનંતિ કરે છે.

'આ ઠરાવની નકલો યોગ્ય સ્થળે મોકલવાને આ સભાના પ્રમુખને તથા યોજકોને સત્તા આપવામાં આવે છે"

આ ઠરાવને સૂરતની પારસી પંચાયત બોર્ડના સભ્ય શ્રી. નસરવાનજી કાવસજી વકીલ અને ધર્માભ્યાસી એરવદ ખુરશેદ શાપુરજી દાબુએ સમર્થન આપ્યું હતું. એ સર્વ અને પ્રમુખશ્રીનાં વ્યાખ્યાનો સભાએ ઊલટથી સાંભળ્યાં હતાં અને પ્રમુખે ઠરાવ સર્વાનુમતે પસાર થએલો જાહેર કરતાં સભામાં જોશીલા જયનાદ થઇ રહ્યા હતા. એ જ દિને "કોટવાળ સંવત્સરી"ના

શીર્ષક હેઠળ એક વધુ અગ્રલેખ લખી "ગુજરાત મિત્રે" પ્રજા અવાજને સંતોષવાને સુધરાઈને હાકલ કરી હતી.

તા. ૧૫મી ફેબ્રુઆરીની વિરાટ સભા પછી "અરદેશર કોટવાળ રસ્તા"ની સૂચના સ્વીકારી લેવાનું સુધરાઈ માટે અનિવાર્ય થઈ પડ્યું. પ્રજાએ એ માટે માંગણી કરી હતી. મહિનાઓ સુધી "કોટવાળ સ્મારક" શબ્દો અખબારોમાં વંચાતા રહ્યા હતા. પ્રજાઅવાજ દિન પર દિન વધારે પ્રબળ બનતો હતો, એટલે એ બાબત સુધરાઈના કોઈક સભ્યોએ હાથમાં લીધી હોવાના ભણકારા સંભળાવા માંડ્યા. શહેરનો કયો માર્ગ અરદેશર બહાદુરના નામ સાથે સંકળાવવો એ મતભેદનો વિષય બનેલો હોવાનું પણ સંભળાયું. અરદેશરની અનુપમ સેવા જોતાં શહેરના ધોરી માર્ગને જ તેમનું નામ આપવું શોભે એવી માગણી થતી રહી. એ અન્વયે સૂરતના સુપ્રસિદ્ધ ધારાશાસ્ત્રી અને સુધરાઈના જૂના સ્વતંત્ર સભ્ય શ્રી. બરજોરજી સોરાબજી કાત્રકે સુધરાઈની સભામાં નીચેનો ઠરાવ રજૂ કરવાને પરવાનગી માંગી.

આમ લગભગ એક વર્ષ પછી, તા. ૩જી ઑગસ્ટ ૧૯૪૨ની, નગરપતિ ડૉ. ચંપકલાલ જેકીસનદાસ ઘીઆને અધ્યક્ષપદે મળેલી સૂરત શહેર સુધરાઈની સભામાં "અરદેશર કોટવાળ રસ્તા" માટેનો ઠરાવ રજૂ થયો. રાષ્ટ્રીય મહાસભા [કૉંગ્રેસ] પક્ષના સભ્ય શ્રી. ચંદુલાલ ગબલદાસ કાંટલીએ એ પ્રસ્તાવને અનુમોદન આપ્યું. શ્રી બરજોરજી કાત્રક આ ઠરાવ પર વિવેચન કરવા જતાં, સુધરાઈના મુસ્લિમ લીગ પક્ષના નેતા શ્રી. અબ્દુલ કાદર શેખે એવું મંતવ્ય રજૂ કર્યું કે આ ઠરાવ સર્વ રીતે યોગ્ય ને સર્વસ્વીકાર્ય હોઈ તે પર વિવેચન અને ચર્ચા કરવાનાં હોય નહિ. સમસ્ત સભા શ્રી. શેખના આ વિચાર સાથે સંમત થતાં, ઠરાવ પર મત લેવાતા તે સર્વાનુમતે–રાષ્ટ્રીય મહાસભા, મુસ્લિમ લીગ અને સ્વતંત્ર સભ્યો સર્વેના સંપૂર્ણ સહકાર અને સંમતિ સાથે–લેશમાત્ર પણ વિરોધ વિના–પસાર થયો.

એક વર્ષની ચાલુ ચર્ચા પછી અજાપોકારનો આમ જ્વલંત વિજય થયો અને સૂરતની સેવામા જર અને જાન અર્પણ કરી ગયેલા તેના સપૂત અરદેશર ધનજીશાહ કોટવાળ બહાદુરનું સારું સ્મારક થયુ. નગરપતિ ડૉ. ચપકલાલ જેકીસનદાસ ઘીઆ અને નિષ્ઠાવાન સમાજસેવક શ્રી. અરદેશર હોરમસજી તલાટીએ એ કામ સફળ કરવામાં આપેલો સહકાર પ્રશંસાપાત્ર હતો. સુધરાઈના સભ્યોમાં આ બાબતે ફેલાવેલ ઉત્સાહનો ખ્યાલ એટલા પરથી આવી શકશે કે શહેર સુધરાઈના ઉપપ્રમુખે સુધરાઈની સભામાં રજૂ થવા માટે, કોટવાળ બહાદુરની સેવાને અંજલિ આપતું એક ખાસ કાવ્ય રચ્યું હતું. ભલે એમાં કવિતાના લક્ષણ ન હોય, પણ પોતાના શહેર માટે ફના થઈ જનાર

સપૂત તરફની કૃતજ્ઞતા અને ભક્તિભાવનું એમાં સ્પષ્ટ દર્શન થતું હોઈ એ નીચે આપ્યું છે

"ખરો સુરતનો સપુત, વીર અરદેશર કોટવાળ
એણે અણીના અવસરે રાખી, સુરતની સભાળ

શૂરવીર અરદેશર શાણો
હતો સુરતનો એ રાણો

ચોર પીંઢારાનો કાળ, [એનું] નામ સાભળી પડતી ફાળ

રાજન આપે બહુ માન
એને નહિ હોય અભિમાન
કરતો બહુ એ ધનનું દાન
ગુણીજનો ગાતા એના ગાન

બન્યો શાંતિનો ફિરસ્તો, દૂર કર્યા ઘણા અનિષ્ટો
નિરાંતે ઉંઘે પ્રજાજન, રાખી ચિંતા નહીં કો મન!

કર્યા સુરત પર ઉપકાર
એનો ગણતા ન આવે પાર
જાગો સુરતી ભાઈઓ જાગો
નામ એનું અમ્મર રાખો"



પરિશિષ્ટ [૧]

## સરકારી સનદ

Whereas Ferozsha Dhunjisha has exerted himself with zeal and diligence in the affairs of the Honorable East India Company the Honorable the Governor in Council out of his gracious consideration and favour has bestowed the undermentioned six villages from the Pergunnahs of Cheeklee and Chaurasee in the Sirkar of Soorat, of the present total annual Revenue to the Company's Government of Rupees eleven thousand four hundred and sixteen (Rupees 11416-) in Jagheer as a maintenance (........ ......? ..........) to him and his heirs general in perpetuity from the beginning of the month of September 1822 upon the following conditions that Ferozsha shall during his life enjoy and derive the entire produce of the Jummabundy collecton of the said Villages be they more or less and after the demise of the aforesaid Ferozsha the heirs of Ferozsha shall render to the Government two thirds of whatever may be collected from the aforesaid villages and the heirs shall themselves enjoy the other one third morever they shall respect and be subject to the Regulations and orders of the Courts of Justice of the Honorable East India Company.

In the Pergunnah of Cheeklee

| | | |
|---|---|---|
| Ghej present revenue,.....Rupees | 5,360 | |
| Khoorwell ..................... | 507 | |
| Rajwara ..................... | 230 | |
| | | 6,097 |

In the Pergunnah of Chourasee

| | | |
|---|---|---|
| Bhanodra ..................... | 1,356 | |
| Dilarwa ..................... | 1,683 | |
| Oomber ..................... | 2,280 | |
| | | 5,319 |
| | Rupees | 11,416 |

This Grant is made subject to the approval or otherwise of the Honorable the Court of Directors

Bombay Castle,
27th November 1822

By order of the Honorable
the Governor in Council
Sd ......................

Secretary to Government.



# પરિશિષ્ટ [ ૨ ]

## નર્મદની નજરે

"અરદેશર—એ ધનજીશાહ બેહરામશાહનો બીજો છોકરો ઈ. સ. ૧૭૯૭ના વરસમાં સુરતમાં જન્મ્યો હતો. એના એક નેકબખતખાન નામના વડવાને દિલ્હીના બાદશાહના એક મોરાદશાહ નામના વજીર સાથે દોસ્તી બંધાઈ હતી અને તેથી તેને બાદશાહે ઇ. સ. ૧૭૬૦માં કેટલીક જાગીરો કરી આપી સુરતની આમદાનીમાંથી થતા ખરચની તપાસનું કામ સોંપ્યું હતું. એ જ શખસની મારફતે અંગ્રેજોને મોગલ સરકારથી કિંમતી ફરમાનો મળ્યાં હતાં. નવાબ મીયાં અચ્છન સાથે અંગ્રેજને દિલ્હીના બાદશાહનો ફરમાન મળ્યો તે બધી ખટપટમાં આગેવાની કરનાર તે નેકબખ્તખાન હતો. એનાં કુટુંબમાનો એક બરજોરજી જે યંત્રકળામાં પ્રવીણ હતો તેને નવાબે આગરે મોકલ્યો હતો જ્યાંહાં તેણે ઘડીયાળ વગેરે યંત્રો જે ઘણા દહાડા થયા બંધ પડયા હતા તેને ચલાવી આપ્યા. બાદશાહે તેને સુરત તાબેનાં પ્રગણાંમાં કેટલીક જાગીરો કરી આપીને ખાનનો ખિતાબ આપ્યો

ધનજીશાહ વિષે આટલુંજ જાણવામાં આવ્યું છે કે સને ૧૮૧૦માં જહુધાનમાં જ્યારે મોટું તોફાન મચ્યું હતુ તે વખત અંગ્રેજ સરકારના એજંટ દાખલ ફરીને સમજાવવાને તેને મોકલ્યો હતો—જાંહા તેણે પોતાનો જાન ખોયો. એ ધનજીશાહની ચાકરીની કદર બુજીને અંગ્રેજ સરકારે તેની વિધવાને વરસ દાહાડે ત્રણ હજાર રૂપીયાનું પેનશન કરી આપ્યું હતું.

અરદેશરનાં સગીરપણાના વખતની હકીકત જાણવામાં આવી નથી. પણ આટલું તો ખાતરીનું માલમ પડ્યું છે કે તેણે પોતાની ઉગતી જુવાનીની સાથે સરકાર નોકરીમાં પણ ઉગવા માંડ્યું. પેહેલે તો એને

ડેપ્યુટી કોટવાળ બનાવવામાં આવ્યો હતો પછી તે અમીન થયો. સને ૧૮૨૫ના નવેમ્બરમાં સરકારે મ્હોટી દરબાર ભરી એને મ્હોટો શીરપાવ આપ્યો ને પાંચ હજાર રૂપિયા બક્ષીસ કર્યા—એ વેળા સુરતના સારા સારા ૮૦૦ ગૃહસ્થોએ સરકારના એજન્ટને લખી જણાવ્યું કે રૈયતની સંભાળ ને સુખાકારીને માટે અરદેશરે ઘણી ઘણી મેહેનત લીધી છે તેથી હમે ઘણા ખુશી ને તેના ઉપકારી છૈયે.

સને ૧૮૨૮માં સરકારની ખાયશ ઉપરથી અરદેશરે દિલ્હીના બાદશાહનો ભાઇ મિરજાં મહમદ બહેગમ જે મક્કે જવા માટે સુરત આવ્યો હતો તેને ઉતારો આપી તેની સારી પરોણા ચાકરી કરી હતી.—એ બહેરામે જતી વખત અરદેશરને એક શીરપેચ ને તલવારનું બક્ષીસ આપ્યું હતું જે પછવાડેથી સરકારે અરદેશરને રાખવા દીધું હતું.

સને ૧૮૨૯ની ૨૨મી ડીસેમ્બરે જારે મુંબઇનો ગવરનર સર જાન માલકમ સુરતમાં હતો તારે એણે અરદેશરની વખાણવાજોગ મહેનતની કદર કરી ભરી દરબારમાં મ્હોટા માનસર અરદેશરને પોશાક ને બાહદુરનો ખિતાબ બક્ષ્યો એટલું જ નહિ પણ તેની સાથે કિમતી સાજનો એક ઘોડો આપ્યો અને ભેસ્તાન, સોનારી (ચોરયાસી પ્રગણામાં) અને કંબાડા ને ગોરિયાજ (ચિકલીમાં) એ ચાર ગામો આપી વરસ દાહાડે ત્રણ હજારની જાગીર કરી આપી—ને વળી કહ્યું કે સુનાનો ચાંદ પછવાડેથી આપવામાં આવશે—એ વખતે ૨૦ હજારથી વધારે ગૃહસ્થોની ઠઠ મળી હતી ને અંગ્રેજી લશ્કરની પલટનોની શોભામાં ગાજતે વાજતે અરદેશર પોતાની

મુંબઈ સરકારે સારી પેઠે બુઝી છે ને તેની નિશાનીમાં તે, અરદેશર બાહાદુર સુરતના કોટવાળને આ ચાંદ આપે છે—૧લી જાનેવારી ૧૮૩૦.

અરદેશર પ્રથમ તો પરાંનો કોટવાળ (શહેરનો મિજાજ અમાની હતો), પછી અમીન, પછી શહેર તથા પરાંનો કોટવાળ, પછી સદર અમીન ને છેલ્વે પ્રિનસિપાલ સદર અમીન હતો. તે સરદારીનું કામ કરતો એટલે સચીણ, ધરમપોર વગેરેના રાજ્યનો અંગ્રેજ સરકાર સાથે જે સંબંધ તે ખાતાનો નેટીવ એજંટ દાખલ હતો—બજારમાસ્તરનુ, રસ્તા સુધારવાનું કામ તે કરતો અને દરેક સરકારી કામમા ત ઉપરીઆને મસલત આપતો. ચોરીઆઓ જે વાહાણુમાંથી માલ ચોરી જતા ને જે નોતા પકડાતા તેને અરદેશરે જ પકડી આપ્યા. એ અમલદાર સવત ૧૯૧૩ના પોશ મહિનામાં (ઈ. સ. ૧૮૫૭માં) મુઓ

અરદેશરની સરકારી ને ખાનગી બાબતો વિષે વિગતવાર લખવાનું એટલું બધુ છે કે મ્હોટા બે ગ્રંથો ભરાય—સારૂ ને માઠું ઘણુંએક અંગ્રેજીમાં તો લખાઇ ચુક્યું છે. આ ગ્રંથમા તે સઘળું શોભે નહીં—એને માટે તો જુદો જ ગ્રંથ થવો જોઇએ ખરેખર એનુ જન્મચરિત્ર મારી ઇબારતથી લખાય તો આપણી ભાષામા એક મ્હોટુ કિમતી પુસ્તક થઇ પડે"

पुस्तक २ ]                    नर्म गद्य                    [ अंक १

સુરતની મુખતેસર હકીકત.



# ગ્રંથસૂચિ


અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન, ખંડ પહેલો (૧૯૩૫)
લે: હિરાલાલ ત્રિભુવનદાસ પારેખ

*

અહેવાલે અરદેશર કોટવાલ બહાદુર ( ૯૩૦)
લે: ધનબાઇ બમનજી વાડીઆ

*

ગુજરાત મિત્ર હીરક મહોત્સવ અંક (૧૯૨૩)

*

લીલાં સૂકાં પાન (૧૯૪૨)
લે: વિજયરાય કલ્યાણરાય વૈદ્ય

*

સુરત શહેરના ખા. બ. અરદેશર કોટવાલ (૧૮૭૨)
લે: "બે" [ ફરામજી બમનજી માસ્તર ]

*

સુરતની મુખતેસર હકીકત (૧૮૬૬)
લે નર્મદાશંકર લાલશંકર

*

સુરતની તવારીખ (૧૮૯૦)
લે· એદલજી બરજોરજી પટેલ

પારસી પ્રકાશ:
દફતર ૧, ભાગ ૧ (૧૮૭૮)
ભાગ ૨ (૧૮૭૯)
ભાગ ૩ (૧૮૭૯)
ભાગ ૯ (૧૮૮૪)
દફતર ૨, ભાગ ૩ (૧૮૯૪)
દફતર ૪, ભાગ ૫ (૧૯૩૪)

*

Gazetteer of the Bombay Presidency, Vol. IX, Part II (1899)

*

History of the Parsis, Vol II (1884)
By. D. F. Karaka

*

Precis of the Great Surat Case [compiled from official documents]

*

Parsi Lustre on Indian soil (1939)
By. H D. Darukhanawalla

*

The Cities of Gujarashtra: their Topography and History
By: Henry George Briggs

*

Neksatkhan and the Two Branches of His Family, The Beheremandkhans and the Taleyarkhans of Surat (1927)
By: C. M. Taleyarkhan

૧૨૪ + ૨૮ = ૧૫૨

છેલ્લા દશબાર વરસથી સુરત શહેરની વિશિષ્ટ સેવા
બજાવતા, માટે પંકાયલું દર ગુરુવારે પ્રગટતું

# દાંડીઓ

- એક અતિ રસિક ચાલુ વાર્તા
- 'ભટકતા ભટકતા' રૂપે દર અઠવાડિયે સુંદર હાસ્યરસની પ્રસાદિ
- ગુજરાત અને ખાસ કરી સુરત શહેરજિલ્લાના સવાલોના પ્રશ્નોની સહેલી અને સુંદર ભાષામાં છણાવટ
- શહેરજિલ્લાની તમામ ખબરો
- દેશપરદેશની ખબરોનો અઠવાડિક સાર
- ઉત્સાહ વધારનારી અતિ સુંદર વાનગીઓવાળું મુખપૃષ્ઠ
- એ ઉપરાંત સાહિત્યવિવેચન, ચર્ચાચોગાન, પારસીચર્ચા વગેરે અનેક